૧ સેપ્ટેમ્બર ૨૭.

# ઈંગ્લેંડનો ઈતિહાસ.

## ભાગ ૨ જો.

---

ટ્યુડર યુગ ( મુંબાઇ યુનિવર્સીટીના ઈ. સ. ૧૯૧૩
થી ૧૯૨૭ સુધીના પ્રશ્નપત્રોના ઉત્તર ... )

---


લેખક અને પ્રકાશક—
સરૈયા [illegible]લાલ [illegible]ભાઈ
બી. એ. ( [illegible]નર્સ )

આસિસ્ટંટ શિક્ષક, સર કાવસજી જહાંગીરજી મદ્રેસા,
નવસારી.


---


આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦. સંવત ૧૯૮૩.

---

કિંમત ચાર આના.

પ્રશ્નોત્તર રૂપે.

# ઇંગ્લેન્ડનો ઇતિહાસ.

## ભાગ ૧ લો.

ટયુડર યુગ ( મુંબાઇ યુનિવર્સીટીના ઇ. સ. ૧૦૧૩
થી ૧૯૨૭ સુધીના પ્રશ્નપત્રોના ઉત્તર સાથે )

લેખક અને પ્રકાશક:—
સરૈયા મણિલાલ સોમચંદ
બી. એ. ( ઓનર્સ )

આસિસ્ટંટ શિક્ષક, સર કાવસજી જહાંગીરજી મદ્રેસા,
નવસારી.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦. સંવત ૧૯૨૭.

કિંમત ચાર આના.

# નિવેદન.

દરેક દેશમાં કેળવણી વિદ્યાર્થીઓની પોતાની માતૃભાષા મારફતે જ અપાય છે. પરંતુ હિંદ જ એવો દેશ છે કે જ્યાં ઉંચા પ્રકારની કેળવણી માતૃભાષા મારફતે નહિ અપાતાં અંગ્રેજી ભાષા મારફતે અપાય છે. અત્યાર સુધી મુંબાઇ યુનિવર્સીટી ઇતિહાસની પરીક્ષા અંગ્રેજી ભાષા મારફતે લેતી હતી, પણ હાલ તેની પરીક્ષા વિદ્યાર્થીઓ વિકલ્પે પોતાની ભાષામાં આપી શકે છે. ગુજરાતની કેટલીક હાઇસ્કૂલોમાં હજી પણ ઇતિહાસ અંગ્રેજી મારફતે શીખવાય છે, તેથી વિદ્યાર્થીઓને માતૃભાષામાં પરીક્ષા આપવી કઠણ લાગે તે સ્વાભાવિક છે. તે મુશ્કેલી દૂર કરવા અમે ઇંગ્લેન્ડનો ઇતિહાસ પ્રશ્નોત્તર રૂપે બહાર પાડવા નિશ્ચય કર્યો છે. તેથી મુંબાઇ યુનિવર્સીટીના અભ્યાસક્રમ પ્રમાણે ઇતિહાસનું જ્ઞાન સરળ થઇ પડશે એટલુંજ નહિ પણ પ્રશ્નોના જવાબ કેમ લખવા તેની પણ ખબર પડશે. અભ્યાસક્રમમાં લડાઇઓના વર્ણનની બહુ અગત્ય નહિ હોવાથી તેમનું વર્ણન જોઇએ તેટલુંજ ટુંકું આપેલું છે. અમને આશા છે કે વિદ્યાર્થીઓની જરૂરીઆત આથી પુરી પડશે. અને જેટલા પ્રમાણમાં તેમ થશે તેટલા પ્રમાણમાં અમે અમારો પયાસ સફળ થયો માનીશું.

અમે આશા રાખીએ છીએ કે વિદ્યાર્થી વર્ગ પોતાની જરૂરીઆત પ્રમાણે તેને વધાવી લેશે. આ ઇતિહાસ રચવામાં અનેક ઇતિહાસકારોની મદદ લીધેલી હોવાથી તેમનો અમે આ સ્થળે આભાર માનીએ છીએ. વસંત પ્રેસના માલીકે આ કામ ઝડપથી કરી આપ્યું માટે તેમનો પણ આભાર માનીએ છીએ. એજ.

લી. કર્તા.

# અનુક્રમણિકા.

## ટયુડર યુગ ઉપરના પ્રશ્નો.

પ્ર. ૧ લો. પ્લેન્ટેજીનેટ અને ટયુડરોનો સંબંધ વંશવૃક્ષથી જણાવો.

પ્ર. ૨ જો. હેન્રી ૭ માના હરિફો કયા કયા હતા.

પ્ર. ૩ જો. હેન્રી ૭ માનો ઇગ્લંડની ગાદી પર હક કેવો હતો તે જણાવો.

પ્ર. ૪ થો. નીચેની બાબતો વિશે જે જાણતા હો તે લખોઃ— અ તારાગૃહ અદાલત, બ લેમ્બર્ટ સિમ્નલ, ક પર્કિન વોરબેન્ક.

પ્ર. ૫ મો. હેન્રી સાતમાના વખતમાં જે બળવા થયા તેની ટુંક નોંધ લો.

પ્ર. ૬ ઠ્ઠો. હેન્રી સાતમાની ઇગ્લાંડમાંની રાજનીતિ વિશે જે જાણતા હો તે લખો.

પ્ર. ૭ મો. હેન્રી ૭ મો પૈસાનો લોભી હતો તે પુરવાર કરો

પ્ર. ૮ મો. હેન્રી ૭ માની પરદેશ સાથેની રાજનીતિનું વર્ણન કરો.

પ્ર. ૯ મો. હેન્રી ૭ માથી આધુનિક ઇંગ્લેન્ડની શરૂઆત થાય છે તે સિદ્ધ કરો.

પ્ર. ૧૦ મો પુનર્ઘટનાથી તમે શું સમજો છો ? ઇંગ્લેન્ડમાં તે કેવા સંજોગોમાં શરૂ થઇ. (મું. યુ. ૧૯૧૮)

પ્ર ૧૧ મો ટયુડર સમયમાં તાજની સત્તા કેવા સંજોગોમાં વધી તે જણાવો.

પ્ર. ૧૨ મો ટ્યુડરોને સ્વતંત્ર રાજસત્તા કેવી રીતે મળી તે બરાબર સમજાવો.

પ્ર. ૧૩ મો હેન્રી ૮ માની પરદેશ સાથેની નીતિનું વર્ણન કરો.

પ્ર. ૧૪ મો નીચેનાં પાત્રો કે બનાવેની ટુંક નોંધ આપો.

**अ** વુલ્સી. **ब** સર ટોમસ મોર **क** છ કલમોનો કાયદો **ड** ટૉમસ ક્રૉમ્વેલ **इ** ધર્મનો બળવો **फ** ટોમસ ક્રેન્મર **ग** ધર્માધિપત્યનો કાયદો.

પ્ર. ૧૫ મો. યુરોપમાં જે ધાર્મિક ફેરફાર થયો તેની ટુંક નોંધ લો.

પ્ર. ૧૬ મો. યુરોપમાં જે ધર્મક્રાન્તિ અને ધર્મ સુધારો થયો, તેની અસર ઈંગ્લાંડમાં કેવી થઇ અને કેવા ધર્મનું રૂપ ટ્યુડર સમયમાં થયું તે ટુંકામાં જણાવો.

પ્ર. ૧૭ મો. ઇલિઝાબેથના સમયમાં જે ધાર્મિક પંથો હતા તેમની ટુંક નોંધ લો.

પ્ર. ૧૮ મો. નીચેને વિશે ટુંક નોંધ લોઃ—**अ** એડવર્ડ ૭ ઠો **ब** સોમરસેટનો ડ્યૂક **क** નૉર્થમ્બર્લૅન્ડનો ડ્યૂક **ड** લેડી જેઇનગ્રે **इ** લોહીઆળી મેરી **फ** સ્કૉટ મેરી **ग** ઇલિઝાબેથનાં કૃપાપાત્રો અને **म** હેન્રી આઠમાની રાણીઓ.

પ્ર. ૧૯ મો. ઇલિઝાબેથની પરદેશ સાથેનો નીતિનું વર્ણન કરો.

પ્ર. ૨૦ મો. ઇંગ્લેન્ડ અને સ્પેન વચ્ચે ઇલિઝાબેથના સમયમાં જે વિગ્રહ થયો તે જણવો; અથવા સ્પેનના "અજેય નૌકાસૈન્ય" વિશે જે જાણતા હો તે લખો.

પ્ર. ૨૧ મો. ટ્યુડરયુગનાં લક્ષણો સ્પષ્ટ લખો.

પ્ર. ૨૨ મો. હેન્રી ૭ માના ચારિત્રની ટુંક નોંધ લો અને જે ઉપાયોથી રાજની સત્તા તેણે સ્વતંત્ર બનાવી તેમની પણ ટુંક નોંધ લો. (મું. યુ. ૧૯૨૫ )

પ્ર. ૨૩ મો. નીચેનાં ચરિત્રોની ટુંક નોંધ લો: अ. લોર્ડ બર્લે, ब જ્હોન નોકસ क "પોષાક અને પોષણ ड" બક્ષિસો इ સંઘટ્ટનના અમીરો,

પ્ર. ૨૪ મો. ઇલિઝાબેથની મોટાઇનાં કારણો જણાવો; અથવા ઇલિઝાબેથનો સમય ઇંગ્લેન્ડના ઇતિહાસમાં મહત્ત્વનો છે, અથવા સુવર્ણયુગ છે તે સિદ્ધ કરો. (મું. યુ ૧૯૧૭)

પ્ર. ૨૫ મો. ઇંગ્લેન્ડને "દરિયાની મહારાણી" નું પદ અપાવનારા પુરૂષો કે "દરિયાના કીડા" વિશે જે જાણતા હો તે લખો.

પ્ર. ૨૬ મો. હેન્રી ૭માના ઇંગ્લેન્ડની ગાદીપર કયા કયા હકો હતા અને કયા ઉપાયોથી તેણે તાજની સત્તા સ્વતંત્ર બનાવી તે સમજાવો. (મું. યુ. ૧૯૧૯)

પ્ર. ૨૭ મો. હેન્રી ૮ માએ કેવી રીતે અને કોની મદદથી ધર્મમાં અને રાજ્યમાં સ્વતંત્રસત્તા મેળવી. ( મું. યુ. ૧૯૧૩ )

પ્ર. ૨૮ મો. ટયુડર રાજકર્તાઓના કારભારનાં મુખ્ય લક્ષણો કયાં ? (મું. યુ. ૧૯૨૦

પ્ર. ૨૯ મો. "ઇલિઝાબેથ ગાદીએ આવી ત્યારે ઇંગ્લેન્ડ વહેંચાએલું અને નબળું હતું." તેની મુશ્કેલીઓ અને ફતેહોના સંબંધથી ઉપલી ટીકા સમજાવો. (મું. યુ. ૧૯૨૧)

પ્ર. ૩૦ મો. સ્પેનના ફિલિપનાં ૧૫૫૪ નાં લગ્નથી અને મેરી ટયુડર સ્પેનની (આર્મેડા) " ની હારસુધીના ઇંગ્લેન્ડ અને સ્પેનના સંબંધો વર્ણવો. તે કસાકસીમાં ઇંગ્લેન્ડના વિજયથી શા પરિણામો આવ્યા? ( મું. યુ. ૧૯૨૩ )

પ્ર. ૩૧ મો. હેન્રી ૭ માએ પોતાને અને પોતાના કુટુંબને ગાદી મળે અને તાજની સત્તા વધે માટે કયા ઉપાયો કામે લગાડયા ? (મું. યુ. ૧૯૨૪ )

પ્ર. ૩૨ મો. ઇલિઝાબેથના અમલ દરમિયાન અંગ્રેજ પ્રજાનાં સાહિત્ય. વેપાર અને દરિયાઇ સાહસને લગતી બાબતો વર્ણવો. ( મું. યુ ૧૯૨૫ )

પ્ર. ૩૩ મો. આ ટયુડર રાજાઓને ઇગ્લૅન્ડની પ્રજાએ આપખુદી ચલાવવા દીધી તેનાં તમે શાં કારણો આપો છો ? તેઓ લોકપ્રિય કેમ હતા ?

ધર્મ પુનર્ઘટના તરફ ટયુડર રાજા રાણીઓનાં કેવાં વલણ હતાં તેમની ટુંક નોંધ લૉ.

પ્ર. ૩૪ મો. ટયુડર વંશથી ઇંગ્લેન્ડના ઇતિહાસમાં નવા યુગની શ-રૂઆત થાય છે. એવું કયાં કારણોને લીધે કહેવાયું છે ( મું યુ. ૧૯૧૪ અને ૧૯૨૭ )

પ્ર. ૩૫ મો. ટયુડર સમયમાં ધર્મની દિશા ટયુડર શાસકોના વલણ ઉપર આધાર રાખે છે તે પૂરવાર કરો.



# ઇંગ્લેન્ડનો ઇતિહાસ.

## ટયુડર યુગ.

---

**ઇ. સ. ૧૪૮૫ થી ઇ. સ. ૧૬૦૩.......૧૧૮ વર્ષ.**

પ્ર. ૧:–પ્લૅન્ટેજીનેટ અને ટયુડરોનો સંબંધ વંશવૃક્ષથી જણાવો.

ઉ. એડવર્ડ ૩ જો.

|

કૅન્ટનો જૉન (રાજાનો ચોથો છોકરો), લેંકેશાયરના ડ્યૂકને કેથેરાઇન સ્વીન્ફોર્ડથી થયેલો.

|

જૉન બ્યુફોર્ટ—સમરસેટનો અર્લ

|

જૉન બ્યુફોર્ટ—સમરસેટનો ડ્યુક. હેન્રી ૫ માની વિધવા ઓવન ટયુડરને પરણી

| |

માર્ગારેટ બ્યુફોર્ટ, ઓવન ટયુડરના પુત્ર એડવર્ડ ટયુડર, રીચમંડના અર્લને પરણી.

|

હેન્રી ૭ મો (પહેલાં) રીચમંડનો અર્લ અને પાછળથી રાજા.

**પ્ર. ૨:–હેન્રીના હરિફો કયા કયા હતા?**

**ઉ. (૧.) ક્લૅરેન્સના ડ્યુકનો પુત્ર, એડવર્ડ કે જે ૧૫ વર્ષનો**

હતો, તે વૉરિકનો અર્લ હતો, અને યૉર્કશાયરમાં આવેલા શેરીફ્-બટન પાસે રહેતો હતો.

(૨.) ઍડવર્ડ ૪ થાની જ્યેષ્ઠ બ્હેન ઇલિઝાબેથનો પુત્ર લીંકનનો અર્લ, જ્હૉન ડ લ પોલ કે જેને રીચર્ડ ત્રીજાએ વારસ નીમ્યો હતો.

હેન્રીના હુકમથી વૉર્રિકને લંડનના ટાવરમાં લઈ જવામાં આવ્યો, અને લીન્કને હેન્રીની સત્તાને માન્ય કરી તેથી તે છૂટો રહ્યો.

**પ્ર. ૩:—હેન્રી ૭ માનો ઈંગ્લેંડની ગાદી પર કેવો હક હતો તે જણાવો.**

ઉ. ૧. રીચમન્ડના અર્લ હેન્રી સાતમાએ લૅન્કેસ્ટ્રીયન પક્ષના પ્રતિનિધિ તરીકે, અને ઇંગ્લૅન્ડની ગાદીના હકદાર વારસ તરીકે ઇંગ્લેંડ ઉપર ચઢાઇ કરી; અને ૧૪૮૫માં બૉસવર્થના યુદ્ધમાં રીચર્ડ ત્રીજાને હરાવ્યો અને આ પ્રમાણે તરવારના જોરથી તે ગાદી પર આવ્યો.

૨. હેન્રીની પોતાની ગણત્રી પ્રમાણે તે ઇંગ્લેન્ડની ગાદીનો હકદાર વારસ હતો, અને આ વાત સત્ય છે, કારણ કે તે જ્હૉન ઑફ ઘેન્ટની પ્રપૌત્રી માર્ગારેટ બ્યુફોર્ટનો પુત્ર હતો. વળી તેનો પિતા એડમન્ડ ટયુડર ફ્રાન્સના રાજા હેન્રી ૫ માની વિધવા કેથેરાઇનને પરણ્યો હતો. એ રીતે હેન્રી સાતમો બંને પક્ષ તરફથી રાજકુટુંબમાંથી ઉતરી આવેલો હતો. આમ છતાં નજીકનો હકદાર ક્લૅરેન્સના ડયુકનો પુત્ર, એડવર્ડ કે જે વૉરિકનો અર્લ હતો તેની હયાતિમાં તેનો હક લૂલો હતો.

(૩) પાર્લામેન્ટે ઉપલી ખામી તેને અને તેના વંશ વારસોને ઇંગ્લૅન્ડની ગાદી ઉપરનો હક આપી દૂર કરી. આથી પાર્લામેન્ટની સંમતિથી પણ તે ગાદીએ આવ્યો ગણી શકાય.

(૪) હેન્રી સાતમો ઇ. સ. ૧૪૮૬ ના જુનમાં એડવર્ડ ચોથાની પુત્રી યોર્કની ઇલિઝાબેથ વેરે પરણ્યો. આથી ઇંગ્લૅન્ડની ગાદી ઉપર

તેની સ્થિરતા કેટલેક અંશે વધી, કારણ કે તેથી તે યોર્કવાળાનો પ્રતિનિધિ પણ બન્યો.

**પ્ર. ૪:–નીચેની બાબતો વિશે જે જાણતા હો તે લખો.**

**अ.** તારાગૃહ અદાલત. **ब** લૅમ્બર્ટ સિમ્નલ. **क** પર્કિન વૉરબેક.

ઉ. **अ** હેન્રીએ જુના રાજાઓને મદદ કરનારી અદાલતને સજીવન કરી ઇ. સ. ૧૪૮૭; અને તેનું નામ "તારાગૃહ અદાલત" રાખ્યું અને તેમ કરવાને નીચેનાં બે કારણોમાંનું કદાચ એક હોય. (૧) જે ઓરડામાં અદાલત બેસતી હતી તેની છતમાં તારાઓનાં ચિત્ર હતાં. બીજું તે ઓરડામાં યાહુદી લોકોનાં "સ્ટારા" એટલે કે "ખતપત્રો" સહિસલામતી માટે રાખવામાં આવતાં હતાં.

રાજ્યમાં કેટલાએક અમીરો એટલા બધા બળવાન હતા કે જેમનું નામ સામાન્ય ન્યાયાધીશીઓ લઇ શકતી ન હતી. તેઓનું કામકાજ આજ અદાલતમાં ચલાવવામાં આવતું હતું, અને તેમને સખ્ત દંડની શિક્ષા કરવામાં આવતી. આનાથી બે હેતુઓ પાર પડતા. એક તો હેન્રીનું ખીસ્સું દંડથી તર થતું અને બીજું "ફ્યુડલ પદ્ધતિ" નો જુનો બાકી રહેલો ભાગ નાશ પામતો હતો. અમીરોની સત્તાનો નાશ થવાથી લોકોનો સામાન્ય વર્ગ આગળ આવ્યો, અને તેઓ હંમેશાં ટયુડરોને આભારી રહેતા. આ પ્રમાણે હેન્રીએ પોતાનો પક્ષ ઉભો કર્યો.

**ब** અને **क** માટે પ્રશ્ન પાંચમાના (૨) અને (૩) જુવો.

**પ્ર. ૫:–હેન્રી સાતમાના સમયમાં જે બળવા થયા તેમની ટુંક નોંધ લો.**

ઉ. (૧) લૉર્ડ લોવલના હાથ નીચે યોર્કશાયરમાં અને વૉર્સેસ્ટર પાસે સ્ટ્રૅફોર્ડોની આગેવાની નીચે બળવાઓ થયા પણ તે દાબી દેવામાં આવ્યા.

(૨) વૉરિકનો અર્લ તો હજુ ટાવરમાં છે, છતાં પણ ઓકસફર્ડના એક પાદરીએ એક ભઠીઆરાના લૅમ્બર્ટ સિમ્નલ નામના

છોકરાને વૅારિકના અર્લ તરીકે જાહેર કર્યો. તેને ડબ્લિન લઈ જવામાં આવ્યો અને ત્યાં આયર્લૅન્ડના ગવર્નર કિલ્ડૅરને પણ તે પાદરીની વાત સાચી લાગી. છોકરાએ પૂરેપૂરો પાઠ ભજવ્યો. તેણે નાનપણની અજબ અજબ વાતો કહેવા માંડી, અને તેથી ભોળા આયરિશ લોકો ઠગાયા, અને તેને માટે એક જબરૂં લશ્કર ઉભું કરવામાં આવ્યો. તે ઢોંગીને એડવર્ડ છઠ્ઠાના નામથી રાજા તરીકે જાહેર કરવામાં આવ્યું અને ત્યાર પછી દશમે દિવસે તેમણે ઇંગ્લૅન્ડમાં પગ મૂક્યો. ધૂતારાનું લશ્કર માર્યું ગયું અને ધૂતારાને પકડવામાં આવ્યો અને તેને દરબારી રસોડામાં ભઠીઆરા તરીકે 'નોકર' રાખવામાં આવ્યો.

(૩) ઇ. સ. ૧૪૯૨ માં પર્કિન વૅારબેક નામના એક માણસે એમ જાહેર કર્યું કે તે એડવર્ડ ચોથામાંના બે પુત્રોમાંનો એક યોર્કનો રિચર્ડ ડયૂક હતો અને તે ટાવરમાંથી નાસી છૂટયો હતો. તે રાજકુમારોના ખૂન સંબંધી લોકોને પહેલેથી જ શંકા હતી. આયર્લૅન્ડના લોકોએ તે વાત સાચી માની. પર્કિન ઘણો દેખાવડો, વિવેકી અને મીઠા બોલો હતો. ફ્રાન્સના રાજાએ તેનો સારો સત્કાર કર્યો. માર્ગારેટની ડચેસે તેને પોતાના ભત્રીજા તરીકે સ્વીકાર્યો અને યોર્કિસ્ટ પક્ષવાળાઓએ કલીફોર્ડ નામના માણસને તેના હકની તપાસ કરવા મોકલ્યો. તે માણસ ફુટયો અને હેન્રીને બધી હકીકત કહી. ઘણા ઉમરાવોને દેહાંત દંડની સજા થઇ, અને તેમનાં માલ મીલકત જપ્ત થયાં. ઇ. સ. ૧૪૯૬ માં તે ધૂતારો સ્કોટલેન્ડ ગયો કે જ્યાં તેને સારો આવકાર મળ્યો. ત્યાંના રાજા જેમ્સ ચોથાએ પોતાની કૅથેરાઇન ગૉર્ડન નામની ભત્રીજીને તેની સાથે પરણાવી. પછી તે ઇંગ્લૅન્ડ ગયો. મોટું લશ્કર લઇ હેન્રી સામો આવે છે એમ સાંભળી તે નાસી ગયો. છેવટે તે પકડાયો અને શરણે આવ્યો. તેને ટાવરમાં કેદ રાખ્યો, અને કાવત્રુ કરવાની તેના ઉપર શંકા આવતાં, તેને મારી નાંખવામાં આવ્યો. તેની રૂપાળી સ્રીને દાસી તરીકે રાખવામાં આવી, અને તેનું નામ "ઇંગ્લૅન્ડનું શ્વેત ગુલાબ" પાડવામાં આવ્યું.

**પ્ર. ૬:–હેન્રી ૭ માની રાજનીતિ ( ઇંગ્લૅન્ડમાંની ) વિશે જે જાણતા હો તે લખો.**

ઉ. હેન્રી દૂરદર્શી રાજપુરૂષ હતો. તેને જીવનમાં ત્રણ હેતુઓ હતા કે જેમને તેણે ખંતથી અને ફતેહમંદીથી પાર પાડયા. તેઓ નીચે પ્રમાણે હતાઃ–(૧) પોતાના હરિફોનું સંપૂર્ણ નિકંદન કરી, પોતાને માટે અને પોતાના વંશવારસો માટે ગાદી કાયમની બનાવવી; (૨) અમીર ઉમરાવોની સત્તા નબળી કરી નાખવી અને તેથી રાજાની સત્તાને બળવાન બનાવવી; અને (૩) યૂરોપની રાજનીતિમાં બહુ રસ લેવો.

હેન્રીની આ નીતિથી ટયુડર રાજનો તેણે પાયો નાખ્યો અને તેણે ઇંગ્લેન્ડને યૂરોપીય પ્રજામાં ઉંચું સ્થાન અપાવ્યું.

હેન્રીએ પોતાનો પહેલો મુદ્દો યોર્કિસ્ટ વંશ વારસોને કબજામાં લઇને પાર પાડયો. તારાગૃહ અદાલતથી તેણે બળવાન અને અનિયંત્રિત અમીરોને તોડી પાડયા. વિશેષમાં મોટી સંખ્યામાં નોકરો રાખનારા અમીરો સામે પોશાક સંબંધી કાયદો પસાર કરાવી, અને તેનો ભંગ કરનારાઓને તારાગૃહ અદાલતમાં દંડી, પોતાનો બીજો હેતુ તેણે પાર પાડયો.

**પ્ર. ૭:–હેન્રી સાતમો પૈસાનો ઘણોજ લોભી હતો તે સિદ્ધ કરો.**

ઉ. (૧) પાર્લામેન્ટે હેન્રીને ફ્રાન્સ ઉપર ચઢાઇ કરવાને પૈસો આપ્યો અને તે ફ્રાન્સ ઉપર આક્રમણ લઇ ગયો, પણ જ્યારે ફ્રાન્સના રાજાએ તેના ચરણે પૈસો ધર્યો ત્યારે લડાઇ નહિ કરતાં તે પૈસો તેણે પોતાની તિજોરીમાં મૂકયો.

(૨) જુની બંધ પડેલી " બક્ષિસો " લેવાની પ્રથા ચાલુ કરી અને અમીરોની જમીન ખાલસા કરી અને તેમના દંડથી તિજોરી તર કરી.

(૩) મૉર્ટન નામના ધર્મગુરૂએ લોકોની પાસેથી પૈસા પડાવવામાં સારી મદદ કરી. તે કહેતો કે જે લોકો મોજશોખ ઉડાવી જરા ભપકામાં રહે છે તેઓ ધનાઢ્ય હોવા જોઇએ અને જેઓ કરકસરથી રહેતા હોય તેઓએ કંઇ ને કંઇ બચાવેલું હોવુંજ જોઇએ. આ પ્રમાણે તે બંને પાસથી લોકોને સપડાવતો હતો તેથી તેની નીતિ "મોર્ટનના ચીમટા"ના નામથી પ્રખ્યાત છે.

(૪) તે વખતના અમીરો મોટી સંખ્યામાં નોકરો રાખતા. અને તેમને માટે ખાસ રંગનો પોષાક કરાવતા. હેન્રીએ પોશાક સંબંધીનો કાયદો પસાર કરી તે પદ્ધતિ બંધ કરી અને કાયદાનું ઉલ્લંઘન કરનારાઓનો સખ્ત દંડ કરી તે નાણું પોતાની તિજોરીમાં મૂકયું.

(૫) કેટલાક અમીરો એટલા બધા બળવાન હતા કે તેમનું નામ સામાન્ય ન્યાયાધીશીઓ લઇ શકતી ન હતી. હેન્રીએ કાઢી નાખેલી જુના વખતની રાજાને મદદ કરનારી અદાલતને "તારાગૃહ અદાલત"થી સજીવન કરી. અમીરોનું કામ ગુપચુપ આ અદાલતમાં ચાલતું અને તેમના દંડથી રાજાની તિજોરી તર થઇ.

ઉપરની પૈસા પડાવવાની રીતોમાં એમ્પસન અને ડડલી નામના કાયદાને જાણનારા વકીલોનો પૂરેપૂરો હાથ હતો. તેમણે કાયદાની બારીથી ઘણા લોકોને કચડી નાખ્યા તેથી તેમની કાયદાની નીતિને લોકોએ " એમ્પસન ડડલીની દળી નાખવાની ઘંટીની " અને તેમને "ચમાર"ની ઉપમા આપી છે.

**પ્ર. ૮ઃ—હેન્રી સાતમાની પરદેશ સાથેની રાજનીતિનું વર્ણન કરો.**

ઉ. હેન્રીની પરદેશ સાથેની રાજનીતિનો મુખ્ય મુદ્દો શાન્તિ જાળવવાનો હતો, અને તેથી તે પરદેશ સાથેના વિગ્રહમાં એકજવાર અગ્રણી બન્યો હતો. બર્ગન્ડીની ડચેસની ખટપટને લીધે અને બ્રિટન સાથેની કેટલીક ખટપટોને લીધે ફ્રાન્સ અને ઇગ્લેન્ડ વચ્ચે કડવાસ વધતી જતી હતી. હેન્રીએ પાર્લામેન્ટને સમજાવી તે માટે

પૈસા મેળવ્યા, અને "બક્ષીસો" લીધી અને ફ્રાન્સમાં ઉતરી બોલૉગને ૧૪૯૨માં ઘેર્યું. ફ્રાન્સનો રાજા હેન્રીને પૈસાનો લોભી જાણતો હતો તેથી તેણે હેન્રીને પૈસા આપ્યા અને સલાહ કરી.

ઇ. સ. ૧૪૯૯ પછી હેન્રી ઇંગ્લેન્ડની ગાદીપર સ્થિર થયો, અને લગ્ન સંબંધથી પરદેશમાં તેણે લાગવગ વધારી. હેન્રીએ પોતાની સૌથી મોટી પુત્રી માર્ગારેટને ૧૫૦૨માં સ્કૉટલેન્ડના રાજા જેમ્સ ચોથા વેરે પરણાવી અને તેથી સ્કૉટલેન્ડની જુની દુશ્મનાવટ શાંત થઈ. હેન્રીએ પોતાના પાટવીકુંવર આર્થરને ફર્ડીનાન્ડ અને ઇઝાબેલાની પુત્રી ઍરેગૉનની કૅથેરાઈન સાથે પરણાવી અને આ રીતે પોતાની વગ વધારી. નેધલેન્ડ સાથે એક સંધી કરી કાપડના વેપારને ઘણું ઉત્તેજન આપ્યું. આ પ્રમાણે તેની પરરાજ્યો સાથેની નીતિ ફતેહમંદ નીવડી, અને તે નીતિનું વલણ કેટલેક અંશે વેપારને સંગીન બનાવવાનું પણ હતું.

પ્ર—૯:—આધુનિક ઇંગ્લેન્ડના ઇતિહાસની શરૂઆત હેન્રી ૭ માથાં શરૂ થાય છે તે સિદ્ધ કરો.

ઉ. (૧) કોલંબસની ઇ. સ. ૧૪૯૨ની અમેરિકાની શોધથી, અને વાસ્કોડી ગામાની ૧૪૯૯ની હિંદુસ્તાનના દરિયાઇ રસ્તાની શોધથી લોકોના ભૌગોલિક જ્ઞાનમાં વધારો થયો, અને આટલાન્ટિક મહાસાગર, ભૂમધ્ય સમુદ્રને વેપારનું મથક બન્યો.

(૨) પૃથ્વી અને ગ્રહો સંબંધીની અગત્યની શોધો થઇ. કોપર્નીકસે સિદ્ધ કર્યું કે પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરે છે. આથી ખગોળ શાસ્ત્રમાં ઘણોજ ફેરફાર થયો અને તેને લીધે માણસોની માન્યતામાં પણ અજબ ફેરફાર થયો.

(૩) છાપવાની કળાનો પ્રચાર થવાથી લોકોમાં વાંચનનો ઘણોજ શોખ વધ્યો, અને તેને લીધે સાહિત્યની ઘણીજ વૃદ્ધિ થઇ.

(૪) બંદુક ફોડવાના દારૂની બનાવટથી જુની યુદ્ધકળામાં ફેરફાર થયો અને હાલની યુદ્ધકળા પ્રચારમાં આવી.

(૫) "મહાન હેરી" નામનું મોટું વહાણ તે સમયમાં બનાવવામાં આવ્યુ, અને તેથી નૌકાસૈન્યની શરૂઆત થઇ.

**પ્ર. ૧૦:–પુનર્ઘટના (રેફર્મેશન)થી તમે શું સમજો છો ? ઇંગ્લેન્ડમાં તે કેવા સંજોગોમાં શરૂ થઇ ? (મું. યુ. ૧૯૧૮)**

ઉ. अ. રોમન કેથોલિક ધર્મના ઉપરી પોપની સત્તા પશ્ચિમ યૂરોપ પર લાંબા વખતથી ચાલુ હતી. ધાર્મિક બાબતોમાં તે જે પ્રમાણે કરવા ધારતો તે પ્રમાણે થતું. વિદ્યાની જાગૃતિથી અને તેના ફેલાવાથી લોકોએ બાઇબલનો સ્વતંત્ર અભ્યાસ કરવા માંડયો, આથી તેઓ પોતાને માટે પોતાનો મત બાંધતા થયા. આથી પાદરીઓમાં તેમની જે અંધશ્રદ્ધા હતી તે નાબુદ થઇ. ખ્રિસ્તિ ધર્મના ઘણા પંથો બંધાવા માંડયા, પણ તેમને બે મુખ્ય વિભાગોમાં વહેંચી શકાય. (૧) કેથોલિકો કે જે હજુ પણ પોપની સત્તાને માનતા અને તેને ઉપરી સ્વીકારતા, અને (૨) પ્રોટેસ્ટંટો કે જેમણે પોપની સત્તા સામે વાંધો ઉઠાવ્યો અને જેઓ પોતાની ઇચ્છા પ્રમાણે બંદગી કરવા માગતા હતા. આ અગત્યના ફેરફારો ઇતિહાસમાં "પુનર્ઘટના" ના નામથી મશહૂર છે.

ब ઇંગ્લેન્ડમાં આ ચળવળ શરૂઆતમાં લોકપ્રિય ન હતી. લોકોમાંના ઘણાખરા કેથોલિકો હતા. હેન્રી આઠમાએ પોપની તરફેણનો ગ્રંથ લખ્યો હતો. પણ પરિસ્થિતિ બદલાઇ ગઇ; અને જે સંજોગોમાં " પુનર્ઘટના"ની શરૂઆત થઇ તેને ધર્મની સાથે કંઇ લેવા દેવા નથી. રાજા હેન્રી આઠમાને એન બુલીનની સાથે પરણવું હતું અને તેથી કેથેરાઇનની સાથે છૂટા છેડા કરવાની જરૂર હતી અને તે પોપની સંમતિ વિના થઇ શકે નહિ. પોપ તે બાબતમાં સંમતિ આપી શકે તેમ ન હતું. કારણ (૧) તે લગ્નની સંમતિ તેણે આપી હતી અને (૨) તે સ્પેનના ચાર્લ્સ પાંચમાને માઠું લગાડીને તેનો વિરોધ સહી શકે તેમ હતું નહિ; કારણ કે તે ચાર્લ્સ કે જે કેથેરાઇનનો ભત્રીજો થતો હતો તે મોટા લશ્કર સાથે ત્યારે ઇટાલીમાં હતો.

હેન્રીને ગમે તેમ તેની સાથેના છૂટા છેડા કરી એન બુલીનને પરણવું હતું અને આ કામમાં તેને ટોમસ ક્રોમ્વેલે મદદ કરી અને હેન્રીએ કેથેરાઇનની સાથે છૂટા છેડા કર્યા. પોપની સંમતિ વિના આ કાર્ય થયું તેનો અર્થ એટલોજ કે હવે રોમનો વડો આચાર્ય પોપ સર્વોપરી રહી શકે નહિ અને થયું પણ તેમજ. પોપને મળતા કરો બંધ કરાવ્યા. ધાર્મિક સર્વોપરીપણાનો કાયદો પસાર કરાવાયો અને તેથી ઇંગ્લેન્ડનો રાજા ધર્મનો ઉપરી બન્યો. આ પ્રમાણે ઇંગ્લેંડમાં પુનર્ઘટના શરૂ થઇ. તેનું ખરૂં સ્વરૂપ રાજકરણ હતું, અને શરૂઆતમાં માન્યતાઓ અને પ્રાર્થનાઓમાં કશો ફેરફાર કરવામાં આવ્યો ન હતો, ફક્ત તેના કારભારમાં ફેરફાર થયો. હેન્રી જો કે પોપને ઇંગ્લેન્ડના ધર્મના ઉપરી તરીકે કબુલતો ન હતો છતાં પણ તેની માન્યતાઓમાં બીજો કાંઇ ફરક પડયો ન હતો.

**પ્ર. ૧૧ ટયુડર સમયમાં તાજની સત્તા કેવા સંજોગોમાં વધી તે જણાવો.**

ઉ. (૧) જ્યારે હેન્રી સાતમો ઇંગ્લેન્ડની ગાદી ઉપર આવ્યો ત્યારે મોટી મોટી ગિરાસવાળા અમીરોની સત્તા "ગુલાબના વિગ્રહો" ને લીધે તૂટી ગઇ હતી અને જે થોડા રહ્યા તેમને દબાવવાનું મુશ્કેલ તેને માટે નહોતું.

(૨) સાતમો હેન્રી ગાદી પર આવ્યો ત્યારે પાર્લામેન્ટની સત્તા નરમ પડી હતી અને તેથી તે ટયુડરોના આપખુદી અમલ સામે થવા જેવી બળવાન ન હતી. વિશેષમાં જો તે કદાચ બળવાન હોત છતાં પણ તમની સત્તાની સામે થવાની તેમની ઇચ્છા ન હતી કારણ-કે દેશની ખરાબી આંતરિક લડાઇઓથી થઇ ગઇ હતી. લોકો તે સ્થિતિથી કંટાળી ગયા હતા, અને તેમને શાંતિ અને વ્યવસ્થા આપે એવા રાજાની સત્તા સ્વીકારવા તૈયાર થયેલા હતા; અને તેથી તેની સત્તા એટલી બધી વધારવા માગતા હતા કે તેની સત્તા સામે કોઇ થઇ શકે નહિ અને તેથી કરીને તેમનું ફાવતું તેમને કરવા દેતા હતા.

દેશમાં સંપ રહે અને કુસંપ ન થાય તેવું આખી પ્રજા ચાહતી હતી. આથી પાર્લામેન્ટ અને પ્રજા રાજાના હાથમાં કુલ અખત્યાર રહે તેવું ઇચ્છતી હતી.

(૩) ઉપરનાં બે કારણો ઉપરાંત હેન્રી સાતમાના યૉર્કવંશની પુત્રીના સંબંધથી બે રાજકુટુંબો એક થયાં અને તેથી લોકોનો કેટલોક વિરોધ દૂર થઇ ગયો.

**પ્ર. ૧૨ ટ્યુડરોને સ્વતંત્ર રાજસત્તા કેવી રીતે મળી તે બરાબર સમજાવો.**

ઉ. પ્રથમ અગીઆરમા પ્રશ્નનો ઉત્તર લખી, છઠ્ઠા ઉત્તરની પ્રથમની બે બાબતો કે મુદ્દાઓ વિષે લખવું.

**પ્ર. ૧૩ હેન્રી આઠમાની પરદેશ સાથેની નીતિનું વર્ણન કરો.**

ઉ. ચાર્લ્સ પાંચમા અને ફ્રાન્સિસ પહેલાના વિગ્રહમાં હેન્રીએ પ્રથમ ચાર્લ્સ પાંચમાનો પક્ષ લીધો અને બે વખત ફ્રાન્સ ઉપર ચઢાઇ કરી, પણ તેમાં તેને ફતેહ મળી નહિ, કારણ કે તેની પાસેના પૈસા ખુટી પડયા હતા. તેથી ઇ. સ. ૧૫૨૩માં તેને પાર્લામેન્ટ બોલાવવાની ફરજ પડી. છેલ્લાં સાત વર્ષથી પાર્લામેન્ટ મળી નહતી. પાર્લામેન્ટની વર્તણુંકથી રાજા ખુશ થયો ન હતો તેથી વધારેના સાત વર્ષમાં પણ તે એકે વખત મળી ન હતી. આ સમય દરમ્યાન રાજાની મુખ્ય આવક "બક્ષિસો" થી થતી. જ્યારે પાર્લામેન્ટ મળી ત્યારે ભર પોશાકમાં પાર્લામેન્ટના મકાનમાં તે દાખલ થયો અને પૌં. ૮૦૦૦૦૦ ની માગણી કરી. સર ટૉમસ મોર નામના વક્તાએ તેને અનુમોદન આપ્યું, પણ પાર્લામેન્ટે તેના અર્ધા જ પૈસા આપ્યા અને જ્યારે તે ગર્વિષ્ઠ પાદરીએ રદીઆ આપી, પોતાનો હક આગળ કર્યો ત્યારે આમની સભાના સભાસદોએ તેને જણાવી દીધું કે સભાસદ સિવાય પ્રશ્નો ઉપર કોઇને ચર્ચા કરવા દેવામાં આવતી નથી.

ઇ. સ. ૧૫૨૫માં પૅવીઆની લડાઇમાં ફ્રાન્સિસે માન સિવાય સર્વ ગુમાવ્યું અને તે ચાર્લ્સનો કેદી બન્યો. એક વર્ષ પછીથી તેને

"માડ્રિડના કોલકરાર" પ્રમાણે સુંદર બર્ગન્ડી પ્રાંત આપવાની શરતે છૂટો કર્યો. તેણે તે વચન પાળ્યું નહિ. બે વર્ષ પછીથી ચાર્લ્સના લશ્કરે રોમ લૂટયું, અને પોપને કેદમાં નાખ્યો. હેન્રી અને ફ્રાન્સિસ પોપને છોડાવવા અને શહેનશાહ ચાર્લ્સના મુલકમાં લડાઇ ચલાવવા સંધિથી જોડાયા.

**પ્ર. ૧૪ નીચેનાં પાત્રો કે બનાવોની ટુંક નોંધ આપો:—अ** વુલ્સી **ब** સર ટોમસ મોર **क** છ કલમોનો કાયદો **ड** ટૉમસ ક્રૉમ્વેલ **इ** ધર્મનો બળવો **फ** ટોમસ ક્રેન્મર **ग** ધર્માધિપત્યનો કાયદો.

ઉ. अ. હેન્રી આઠમાની શરૂઆતમાં વુલ્સી નામનો કુશલ રાજદ્વારી પુરૂષ થઇ ગયો. તે સાધારણ કુળમાં જન્મેલો હતો. નાની વયમાં બી. એ.ની પદવી પ્રાપ્ત કરી, તેણે "બોય બેચેલર" નું ઉપનામ મેળવ્યું. કાલેજમાં શિક્ષકો તથા ફૅલો તરીકે કામ કર્યા પછીથી "પ્રીવી કાઉન્સીલ કે ખાનગી સલાહ મંડળ"નો તે સભ્ય થયો. રાજાએ તેને થોડાજ વખતમાં યૉર્કનો ધર્માધ્યક્ષ બનાવ્યો ઇ. સ. ૧૫૧૪. ત્યાર પછી તે ચાન્સેલર બન્યો અને રાજાનો મુખ્ય સલાહકાર બન્યો. ઇ. સ. ૧૫૧૫માં તે કાર્ડિનલ બન્યો અને ઇ. સ. ૧૫૧૭ માં પોપનો પ્રતિનિધિ બન્યો. વુલ્સીની ઇચ્છા આટલેથી અટકી નહિ. તેણે પોપ થવાને બે વખત પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ નિવડયો. આ કામમાં તેણે ચાર્લ્સના ઉપર આશા રાખી હતી, પણ તેની આશા ધૂળધાણી થઇ ગઈ. તેણે હેન્રીનો ભેટો ફ્રાન્સિસ પહેલા સાથે કેલેની નજીક પાછળથી પ્રખ્યાત થયેલા "સુવર્ણમય મેદાન" ઉપર કરાવી આપ્યો: પણ તેથી ફ્રાન્સ સાથેની લડાઈ અટકી નહિ. અંતે વુલ્સીની મોટાઇની ઘડીઓ ભરાઇ ચુકી. કંટાળી ગયેલો હેન્રી "ઍરૅગનની કેથેરાઇન" ની સાથે છૂટા છેડા કરવા ઇચ્છતો હતો; અને વુલ્સીના હાથમાં તે સત્તા આવેલી છતાં પોતાના નાશ માટે તેણે આશરે બે માસ સુધી ઢીલ થયા પછી તે મુકર્દમો રોમ મોક-લાવી દીધો. રાજા આથી ચીઢાઇ ગયો અને તેને પાયમાલ કરી

નાંખ્યો અને તેના ઉપર નવા આક્ષેપો મૂકી તેને પકડી લાવવાનો હુકમ કર્યો. રસ્તામાં તેનું શરીર "લીસ્ટ એબે"માં પડયું. મરતી વખતના તેના શબ્દો "રાજા કોઇના થયા નથી અને થવાના નથી" જગતને અજબ બોધ આપનારા છે.

ख. સર ટોમસ મોરનો જન્મ ઇ. સ. ૧૪૮૦ માં થયો હતો. સાધારણ કુટુંબમાં જન્મેલો હોવા છતાં ચેન્સેલરનાં પદ ઉપર પહોંચનાર તે પહેલો પુરૂષ હતો. તેના મુખ્ય ગ્રંથો આદર્શ રાજ્ય કેવું હોય તેનો ચિતાર આપનાર "યુટોપિયા" અને "એડવર્ડ પાંચમાનું જીવન અને રાજ્ય" છે. આ મહાન્ પુરૂષનો શિરચ્છેદ પોતાના નિખાલસ સ્વભાવને લીધે થયો. તેણે "એક્ટ ઓફ સુપ્રિમસિ" માં જણાવ્યા પ્રમાણે રાજાનું ધર્માધિપત્ય સ્વીકાર્યું નહિ. તે દયાળુ, પરોપકારી, નિપૂણ કાયદાશાસ્ત્રી અને કુશળ રાજદ્વારી પુરૂષ પણ હતો.

क. હેન્રી આઠમાની ધર્મ સંબંધીની માન્યતા તેના પસાર કરાવેલા "છ કલમોના કાયદા" માંથી જણાઇ આવે છે અને તે કલમો નીચે પ્રમાણે હતી:-(૧) ઇશ્વરના જમણમાં (લૉર્ડ્ઝ સપર) લેવામાં આવતી રોટલી અને મધમાં ક્રાઇસ્ટનું લોહી અને માંસ હયાત છે એમ માનવું. (૨) આચાર્યો અને ધર્મગુરૂઓ સિવાયના માણસો આવાં જમણોમાં ભાગ લઇ શકે નહિ. (૩) આચાર્યો તથા ધર્મગુરૂઓએ નીતિમય અને પવિત્ર જીવન ગાળવાની ફરજીઆત પ્રતિજ્ઞાઓ લેવી જોઇએ. (૪) "માસ" નામની પ્રાર્થનાની ખાનગીમાં પણ જરૂઆત ગણવી જોઇએ. (૫) ધર્મગુરૂઓએ તથા આચાર્યોએ કુંવારા રહી અખંડ બ્રહ્મચર્ય પાળવું, અને (૬) આચાર્યો સમક્ષ કરેલી પાપ મુક્તિની કબુલાતો કે જે મૃત્યુ સમયે અને બીજે સમયે કરવામાં આવે છે તે વ્યાજબી ગણવી.

ઉપરની કલમો પરથી માલમ પડશે કે હેન્રીની માન્યતા હજુ રોમન કેથોલિક ધર્મનીજ હતી.

ड. ટોમસ ક્રોમ્વેલની જીંદગી જુદા જુદા ધંધાઓમાં વહેંચા-

થઈ હતી. એક વખત તે મીલનો કારકુન હતો, બીજી વખત તે વેનિસમાં કારકુન હતો અને પછીથી તે ઇંગ્લેન્ડમાં વકીલ હતો. છેવટે તે વુલ્સીનો સોલીસીટર બન્યો; અને ત્યાંથી તે આગળ વધ્યો. ધર્માધિપત્યનો કાયદો પસાર કરવા તેણે રાજાને શિખામણ આપી અને ત્યારથી તે રાજાનો મુખ્ય સલાહકાર થયો. "મઠોનો નાશ" અને "છ કલમોના કાયદા"માં તેણે રાજાને પુરેપુરી મદદ કરેલી. પરંતુ તેની પણ ઘડી આવી ચૂકી. તેણે રાજાને એક પ્રોટેસ્ટંટ રાજકુંવરી કલીન્ઝની એન સાથે લગ્ન કરવા સમજાવ્યો, અને તેનું ચિત્ર રાજાને બતાવવામાં આવ્યું અને તેની સાથે રાજાએ લગ્ન કર્યું, પણ એન ચિત્ર પ્રમાણે રૂપાળી હતી નહિ; તેથી ક્રોમવેલ ઉપર રાજા છંછેડાયો. તેના ઉપર નાસ્તિકતા અને રાજદ્રોહના આરોપો મૂકાયા અને તેનો શિરચ્છેદ ઇ. સ. ૧૫૪૦ની જુલાઇની ૨૮ મી તારીખે થયો. આ પ્રમાણે તેને રાજાના મિત્ર થવાનો ફાયદો મળ્યો.

ङ. ઇ. સ. ૧૫૩૬માં પોપની સત્તા તોડવા અને રાજાનાં ખીસ્સા તર કરવા મઠોનો નાશ કરવામાં આવ્યો. આથી સામાન્ય વર્ગ અને ગરીબ માણસોને જે આશ્રય મળતો હતો તે બંધ થયો. લોકોમાં ઘણો અસંતોષ ફેલાયો અને ખાસ કરીને ઉત્તરના પ્રાંતોમાં તેમ થયું. આસ્ક નામના એક ગ્રહસ્થની સરદારી નીચે યોર્ક અને લેન્કેશિયરના લોકોના ૪૦૦૦૦ માણસોએ હથિઆર પકડયાં. તેમનો મુખ્ય ઉદ્દેશ રોમન કેથોલિક ધર્મનું પુનર્સ્થાપન કરવાનો હતો. તેઓ પોતાના બંડને "ધાર્મિક યાત્રા" કહેતા. પાદરીઓ તેમની આગળ ચાલતા. થોડા વખત સુધી તેમના કબજામાં યોર્ક અને હલ રહ્યા, પણ સામાન્ય માફી અને શિયાળાનાં ઝાપટાંથી બળવાખોરો વિખરાઇ ગયા. વસંત ઋતુની શરૂઆતમાં ફરીથી તેમ કરવાનો પ્રયત્ન થયો, પણ તેમ થયું નહિ. આસ્ક અને બીજા કેટલાક પકડાયા અને તેમનો શિરચ્છેદ કરવામાં આવ્યો.

फ ટોમસ ક્રેન્મર કેથેરાઇનના ત્યાગના વખતમાં બહાર પડયો.

જ્યારે પોપ પાસેથી કેથેરાઇનના છુટાછેડાની આશા રહી નહિ ત્યારે રાજાને ક્રેન્મરે સલાહ આપી કે "પોતાના ભાઇની વિધવા સાથે પરણવામાં ઇશ્વરનો ગુનો છે કે કેમ?" એ પ્રશ્ન ઇંગ્લેન્ડ અને યૂરોપની વિદ્યાપીઠોને પૂછાવો. હેન્રીનું કાર્ય તેથી સિદ્ધ થયું અને ક્રેન્મરને ધર્માધ્યક્ષનું સ્થાન મળ્યું. વુલ્સીના મરણ પછીથી તે હેન્રીનો મુખ્ય સલાહકાર હતો; પણ મેરીના સમયમાં તેનું આવી બન્યું. પ્રોટેસ્ટંટ પંથમાંથી નીકળી તે રોમન કેથોલિક બન્યો નહિ અને તેને અગ્નિની જ્વાળાઓને સ્વાધીન કરવામાં આવ્યો.

ग. હેન્રી આઠમાએ ક્રોમ્વેલની સલાહથી પોપની સત્તા ઇંગ્લેન્ડમાંથી કાઢી નાખવાનો નિશ્ચય કર્યો અને પાર્લામેન્ટે ઇ. સ. ૧૫૩૫ માં હેન્રીને કાયદાથી "ઇંગ્લેન્ડના દેવળનો પૃથ્વી ઉપરનો પ્રથમ અધિપતિ" ગણ્યો. આથી ઇંગ્લેન્ડમાંથી પોપની સત્તા નાબુદ થઇ એટલુંજ નહિ પણ તેને તેને લીધે જે આવક મળતી હતી તે પણ બંધ થઇ, અને તેના બધા હકો રાજાને મળ્યા. આ કાયદાથી ધાર્મિક માન્યતાઓમાં આધિપત્ય સિવાય કશો ફેરફાર થયો નહિ.

**પ્ર. ૧૫ યૂરોપમાં જે ધાર્મિક ફેરફાર થયો તેની ટુંક નોંધ લો.**

ઉ. મધ્યયુગમાં રૂશિઆ અને ગ્રીસ સિવાય આખા યૂરોપમાં ધાર્મિક બાબતમાં પોપની સત્તા ચાલતી હતી એમ કહીએ તો જરાએ ખોટું નથી. તે વખતનો ખ્રિસ્તિ ધર્મ એટલે પોપનું વચન ગણી શકાય. પોપ રોમમાં રહેતો અને ધાર્મિક લાગાઓ તેને પરદેશમાંથી તેના "લિગેટો" કે પ્રતિનિધિઓ દ્વારા મળતા. ઇંગ્લેન્ડની ગાદી ઉપર જ્યારે હેન્રી આઠમો હતો તે વખતે ટાઇબર નદી ઉપર સેઇન્ટ પિટરનું એક ભવ્ય દેવળ બંધાતું હતું. મકાનના ખર્ચને પહોંચી વળવા પોપ લીઓ દશમાએ "મુક્તિપત્રો" વેચવાને પોતાના પાદરીઓને દેશ પરદેશ મોકલ્યા. ખ્રિસ્તિ ધાર્મિક લડાઇઓ કે ક્રુઝેડના સમયમાં આ રીતની પહેલ અર્બન બીજાએ કરેલી. "મુક્તિપત્રો"માં ખર્ચેલો પૈસો તેમને "સાધુઓની સાધુતા" અપાવે છે એમ લોકો તે વખતે

માનતા; પણ સેકશનીના એક ઓગષ્ટ પંથના સાધુ માર્ટિન લ્યુથરે આ મુક્તિપત્રોના મતનું ખંડન કર્યું. વિટ્ટન્બર્ગના દેવળના બારણા ઉપર પંચાણું મુદ્દાઓ ચોડયા અને તેમાં સિદ્ધ કર્યું કે ક્રાઇસ્ટ એકલામાંજ વિશ્વાસ રાખવાથી મુકિત મળે છે એ મતજ સત્ય છે. ઉત્તર જર્મનીના ડાહ્યા અને શાણા પુરૂષો આગળ લિપ્ઝીકના રાજમહેલમાં ધાર્મિક બાબતમાં એકલું બાઇબલજ પ્રમાણ છે અને તેને વાંચવાનો અને તેનો અર્થ કરવાનો દરેક માણસને હક છે એમ મજબુતીથી વળગી રહ્યો. પોપે તેની આવી વર્તણુકથી તેને રોમન કેથોલિક પંથના વાડામાંથી બહિષ્કાર કરનારો એક હુકમ "બુલ" બહાર પાડયો. લ્યુથરે તેની કાંઇ દરકાર કરી નહિ અને તે હુકમને તેણે દેવતાને સ્વાધીન કર્યો; અને વિટ્ટમ્બર્ગ કેસલનાં દ્વાર આગળજ તેણે આ પ્રમાણે રોમન કેથોલિક ધર્મની સાથેનો સંબંધ તોડયો. આ પછીથી લ્યુથરને અનુયાયીઓ મળવા લાગ્યા અને તેઓ પોપની સત્તાનો વિરોધ કરનારા હોવાથી તેઓ "વિરોધ કરનારા" કે પ્રોટેસ્ટંટો કહેવાયા. આને લીધે ધર્મની એક નવીજ ચળવળ ઉભી થઇ. લોકો બાઇબલનો અભ્યાસ કરવા લાગ્યા અને ધાર્મિક બાબતોમાં વિચાર કરતા થયા અને પરિણામે પોપની વાણીમાં લોકોની અંધ શ્રદ્ધા હતી તે નાબુદ થવા માંડી; અને તેમણે ધર્મની પુનર્ઘટના કરવા માંડી તેથી આ ચળવળ ઇતિહાસમાં "પુનર્ઘટના" કે "રિફોર્મેશન" થી પ્રખ્યાત થયેલી છે.

**પ્ર. ૧૬:–યુરોપમાં જે ધર્મક્રાન્તિ અને ધર્મસુધારો થયો તેની અસર ઇંગ્લેન્ડ માં કેવી થઈ અને ધર્મનું કેવું રૂપ ટયુડર સમયમાં થયું તે જણ**

ઉ. (૧) લ્યુથરનાં લખાણો ઇંગ્લૅન્ડમાં પણ ઠેર ઠેર વંચાતાં હતાં અને તેથી ઇંગ્લૅન્ડના લોક પણ ધર્મની બાબતમાં દેખતા થયા. બધા વિદ્વાનો ધર્મની સુધારણાને ઇચ્છતા હતા પણ તે કેમ પાર પાડવો તેમાં બે મત ભેદ હતા. એક પક્ષ ધર્મનું ઐક્ય તોડયા

વિના તેમ કરવા ઇચ્છતો હતો. બીજો પક્ષ ઐકય તોડીને તેમ કરવા તૈયાર હતો, પણ તેઓ લ્યુથર જેવા ભક્તિવીર નહોતા. હેન્રી આઠમો વિદ્વાનોનો મિત્ર હતો અને કેટલેક અંશે વિદ્વાન હતો; પણ તેનું વલણ ધર્મ ઐકય તોડવાનું ન હતું અને તેથી જ્યારે લ્યુથરે "સપ્ત સંસ્કાર"નું ખંડન કર્યું ત્યારે તેણે પોતે તેનો પ્રત્યુત્તર ઇ. સ. ૧૫૨૧ માં છપાવ્યો અને તેની એક પ્રત પોપ ઉપર મોકલી આપી પોપલીઓ દશમો તેથી રાજી થયો અને હેન્રી આઠમાને "ધર્મ રક્ષક" નો ખિતાબ આપ્યો, કે જે અત્યારે પણ ઇંગ્લૅન્ડનાં રાજા-રાણી ધારણ કરે છે.

(૨) ઇંગ્લૅન્ડ રોમન કૅથૉલિક રહેવા નિર્માણ નહિ થયેલું હોવાથી ત્યાં જુદીજ ઘટના બની. હેન્રી આઠમો કે જેનું લગ્ન પોપની સંમતિથી કૅથેરાઇન સાથે થયું હતું તે પોતાની સ્ત્રી કૅથેરાઇનથી છૂટા થવા માગતો હતો; પણ કૅથેરાઇન ચાર્લ્સ પાંચમાની ફોઇ થતી હતી, તે ચુસ્ત કૅથોલિક હતી, અને તેથી પોપની મહેરબાનીનું પાત્ર હતી. પણ હેન્રાને તો ગમે તે રીતે છૂટા છેડા કરવા હતા. વુલ્સી તે કામ પોપ પાસેથી કરાવી શકયો નહિ અને ખરાબ થયો. ક્રેન્મરની સલાહથી તેણે છૂટા છેડા કર્યા. તેણે પોપની સાથેનો સંબંધ તોડી નાખ્યો અને પોતે ઇંગ્લૅન્ડના ધર્મનો ઉપરી બન્યો; પણ તેનો વિચાર ધર્મ પદ્ધતિ ફેરવવાનો જરાએ ન હતો, પણ પરિણામે ક્રોમ્વેલે સઘળું તેની પાસે કરાવી લીધું. પોપે ચીડાઇ જઇ તેના નવા લગ્નને ખોટું ઠેરવ્યું અને તેને ધર્મ બહાર મૂકયો, ત્યારે પાછો ક્રોમ્વેલે રાજાને પ્રબોધ્યો અને પોપની ઇંગ્લૅન્ડમાંની સત્તા તોડવાના ઉપાયો લેવાની સમજુતી આપી. રાજાએ તેને ધર્મ ખાતાનો પ્રતિનિધિ નીમ્યો. આથી પાદરીઓને બરતરફ કરવાની સત્તા હાથમાં આવી. વિશેષમાં ક્રોમ્વેલે રાજાનું ધર્માધિપત્ય નહિ કબુલનારાઓને સખ્ત દંડયા અને કેટલાકને દેહાંત દંડની શિક્ષા કરી. દેશમાં ખટપટ અને ફિતુર વધ્યાં. પોપની સત્તા પુરેપૂરી તોડવા માટે ક્રોમ્વેલની

સલાહથી મઠોનો નાશ કર્યો અને તેની જાગીરીઓમાંથી કેટલીક રકમ પાઠશાળાઓને આપી અને કેટલીક દરબારીઓમાં વહેંચી આપી. આથી રાજા તરફનો અને પોપની વિરૂદ્ધનો એક જબરો અમીર વર્ગ ઉભો થયો. ( ઇ. સ. ૧૫૩૬–૧૫૩૯ )

(૩) આજ ત્રણ વર્ષમાં ધાર્મિક સુધારાઓ ઘણા થયા. મૂર્તિપૂજા અને સાધુ સંતોના શેષ ભાગની ફજેતી કરી તે રિવાજો છોડાવ્યા. સાત સંસ્કારોમાંના ત્રણને રાખ્યા અને મુક્તિને શ્રદ્ધા સાધ્ય માની. "ધર્મના સિદ્ધાંતો" હેન્રીએ લખી કહાડયા અને કાયદાથી તેજ ઇંગ્લેન્ડનો ધર્મ છે એમ મનાવ્યું. બાઇબલને વાંચવાની છૂટ આપી. પણ લોકોએ બાઇબલનો અર્થ પોતાની મરજી પ્રમાણે કરવા માંડયો, અને તેના વાદવિવાદ વધી ગયા. રાજાના કાઢેલા "ધર્મ સિદ્ધાંત"ની ચર્ચા ગરમા ગરમ થવા માંડી. પ્રભુભોજનની હાંસીનાં ફારસો જોડાયાં અને કેટલાક પાદરીઓ લોક લજ્જા છોડી સ્ત્રીઓ પરણી બેઠા. જુના વિચારના લોકો અને ધર્મગુરૂઓ આથી દિઙ્મૂઢ બની ગયા. રાજાનો પણ આ જોઇ મિજાજ ગયો. તેણે "૭ કલમો" નો કાયદો ઇ. સ. ૧૫૩૯ માં કર્યો, અને તેમાં બ્રહ્મચર્ય વ્રત, ખાનગી પ્રભુ ભોજનની ક્રિયા, અને પાતકોચ્ચારણ કબુલ રાખ્યાં અને તેમની વિરૂદ્ધ બોલનારને માટે ભારે શિક્ષા ઠેરવી. આથી રોમન કેથોલિક અને પ્રોટેસ્ટંટ બંનેનો મરો થયો.

(૪) એડવર્ડ છઠ્ઠાના સમયના રાજ રક્ષકો પ્રોટેસ્ટંટો હોવાથી "ધર્મ સુધારણા" એ પૂર્ણતાનું રૂપ પકડયું. બંનેએ ક્રેન્મરના કહ્યા પ્રમાણે ઘણો સુધારો દાખલ કર્યો. લોલાર્ડની સામા પસાર થયેલા કાયદાઓને અને પાછલા રાજાની "૭ કલમો" વગેરે ધર્મ સુધારાને નડતા સઘળા ધારા રદ કર્યા. આ પ્રમાણે સમરસેટના ડયૂકે ફેરફારો ઝડપથી કરવા માંડયા. તેની આજ્ઞાથી મૂર્તિઓ અને રંગીન બારીઓનો નાશ કરવા માંડયો. પ્રોટેસ્ટંટ ધર્મને યોગ્ય ધર્મનાં ખાસ ભાષણો તૈયાર કરી વંચાવવામાં આવ્યાં. ઉપાસના

વિધિ લૅટિનને બદલે અંગ્રેજી ભાષામાં કરવા હુકમ કાઢયો. બાઇબલ વાંચવાને નિરંકુશ છૂટ આપી. ઇ. સ. ૧૫૪૯ માં એક "પ્રાર્થનાનું પુસ્તક" સાર્વજનિક ઉપયોગ માટે તૈયાર કરાયું. પાર્લામેન્ટે તેનો સ્વીકાર કર્યો અને આખા રાજ્યમાં તે વાપરવાની હિમાયત કરનારો "ઐકયતાનો કાયદો" (એકટ ઓફ યુનીફોર્મિટિ) પસાર કર્યો. બાર ધર્મ બોધ (ટવેલ્વ આર્ટિકલ્સ ઓફ ફેઇથ) છપાવ્યા અને તેજ પ્રમાણે પ્રબોધનો કરવા બધાને તાકીદ આપી. ત્યારપછી તુરત બીજું "પ્રાર્થનાનું પુસ્તક" રચવામાં આવ્યું અને તેમાં પ્રોટેસ્ટંટ મતનું સમર્થન કરવામાં આવ્યું. "ધર્મની બેંતાળીશ કલમો" તૈયાર કરી.

[ આ લોકોએ પણ હેન્રીની માફકજ પોતાનો પંથ ચલાવવા બળાત્કાર અને જુલમ વાપર્યો હતા; અને તેમને નહિ માનનારાઓને કેદમાં ટપોટપ કેદ મોકલી દેતા. પણ રાજકુંવરી મેરી કે જે ચુસ્ત કૅથોલિક હતી તેનું નામ તેઓ લઇ શકયા નહિ. ]

(૫) એડવર્ડ પછીથી, વૉરિકના અર્લનો લેડી જેન ગ્રે માટેનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને હડહડકી કેથોલિક રાણી મેરી ઇંગ્લૅન્ડની ગાદી પર આવી. તેનો હેતુ રોમન કેથોલિક ધર્મનું ઇંગ્લૅન્ડમાં પુનર્સ્થાપન કરવાનો હતો. તેણે રોમન કેથૉલિક પાદરીઓ કે જે કેદમાં સડતા હતા તેમને છૂટા કર્યા, અને બીજા પ્રોટેસ્ટંટ પાદરીઓને કેદમાં મોકલ્યા. રોમની સત્તા સામે પસાર કરેલા ઓગણીશ કાયદાઓને મેરીની પાર્લામેન્ટે રદ કર્યાં. જપ્ત કરાયલી ધર્મના મિલકતને મેરીએ ધર્મ સમાજને પ્રેમ અને શ્રદ્ધાથી આપી. આ પ્રમાણે મેરીએ પોપની સત્તા સ્થાપી અને સમરસેટના કર્યા ઉપર પાણી ફેરવ્યું. પોપના પ્રતિનિધિ અને રાજવંશી અંગ્રેજ બચ્ચા કાર્ડિનલ પોલે રાણીને ધર્મની બાબતમાં ઉદાર રહેવા સૂચવ્યું, પણ રાણી ગાર્ડિનર અને બોનરના મતની હોવાથી તેણે બીજા પંથવાળાઓ ઉપર એટલો બધો જુલ્મ કર્યો કે તેનું નામ ઇતિહાસમાં "ખૂની રાણી" તરીકે પ્રખ્યાત થયું છે. તે ત્રાસને લીધે કેટલાકે દેશ છોડયો અને પરદેશમાં રહ્યા.

(૬) ઇલિઝાબેથ ધર્મની બાબતમાં બેદરકાર હતી અને પ્રસંગ જોઇ કામ કરતી હતી. તેણે જાણ્યું કે હવે લોકોનો મોટો ભાગ પોપને માને તેમ નથી અને તેથી તરતજ "ધર્માધિપત્ય" અને "ધર્મૈકતાના" કાયદાઓ પસાર કર્યા અને મેરીના કરેલાને પાણીમાં મેળવ્યું. તેણે ધર્મનીતિ રાજનીતિ પ્રમાણે અખત્યાર કરી અને જોયું કે દેશ પ્રોટેસ્ટંટ જ બને તો ફાયદો છે અને તેથી તેણે પ્રોટેન્ટંટ વિદ્વાનોને પોષવા માંડયા અને પ્રોટેસ્ટંટ દેશોને મદદ કરવા માંડી. ઇ. સ. ૧૫૬૩ થી ૧૫૭૧ સુધીમાં પાર્લામેન્ટે ઓગણચાળીશ કલમો નક્કી કરી કે જે હાલ પણ ઇંગ્લૅન્ડના ધર્મ સમાજને માન્ય છે.

આ રાણીના સમયમાં જે માણસો મેરીના સમયમાં દેશ છોડી ગયા હતા તે પાછા આવ્યા. તેઓ યૂરોપના સુધારકોના સહવાસમાં આવવાથી આંગ્લધર્મસમાજની પાર ગયા હતા. પ્રથમતો તેઓ આંગ્લધર્મસમાજમાં ભળ્યા, પણ જ્યારે ઇલિઝાબેથે તેમને ધર્મના ઉપરી તરીકે સ્વીકારવા માટે દબાણ કર્યું ત્યારે છુટા પડયા. તેમની ઇચ્છા ધર્મને વધારે શુદ્ધ કરવાની હોવાથી તેઓ શુદ્ધિકારો કે પ્યુરિટનો કહેવાયા. "ધર્મૈકતાના કાયદા" ને લીધે આ લોકને ઘણું શોસવું પડયું. કેથોલીક રાણી સ્કોટ મેરીના કાવત્રાને લીધે કેથોલિકોને પણ ઘણી શિક્ષા કરવામાં આવી.

### પ્ર. ૧૭:-ઇલિઝાબેથના સમયમાં જે ધાર્મિક પંથો હતા તેમની ટુંક નોંધ લો.

ઉ. (૧) રોમન કેથોલિક ઉર્ફે જુનો આંગ્લ ધર્મ કે જેના ઉપર રોમના પોપ અને તેના નીમેલા પાદરીઓની સત્તા ચાલતી હતી. આ પંથના લોકો મૂર્તિપૂજક હતા એટલુંજ નહિ પણ સંતના શેષને માનતા. તેમનામાં વહેમનું જોર વિશેષ હતું. (૨) પોપની સત્તા કાઢી નાંખી જે ઇંગ્લૅન્ડમાં રાજધર્મ બન્યો તે પ્રોટેસ્ટંટ કે આંગ્લધર્મ સમાજ. આ પંથ ઉપર રાજાની સર્વોપરી સત્તા છે. આ ધર્મની ઓગણચાલીસ કલમો ઇ. સ. ૧૫૬૩ થી ઇ. સ. ૧૫૭૩

સુધીમાં મુકરર કરવામાં આવી. હાલ પણ ઇંગ્લેન્ડનો આ રાજધર્મ છે. (૩) આનાથી પણ આગળ ગયેલો પ્યુરિટનોનો ધર્મ છે. તે લોકો યૂરોપના સુધારકોના સહવાસમાં આવેલા હોવાથી ધર્મને શુદ્ધ રૂપમાં સમજતા હતા. તેઓ બાહ્યાચારને બહુ માનતા નથી અને અંતઃશુદ્ધિ ઉપર વધારે ભાર મૂકે છે. તેમણે સ્ટુઅર્ટ સમયમાં રાજપ્રકરણમાં સારો ભાગ ભજવ્યો છે. તેઓએ ઇલિઝાબેથના ધર્માધિપત્ય અને "ધર્મૈકતા"ના કાયદાને માન નહિ આપેલું હોવાથી "નૉન–કોન્ફોર્મીસ્ટો" પણ તેમને કહેવામાં આવ્યા છે.

પ્ર. ૧૮:– નીચેને વિષે ટુંકી નોંધ લો:—

अ એડવર્ડ છઠ્ઠો, ब મમરસેટનો ડયૂક, क નોર્થમ્બર્લૅન્ડનો ડયૂક, ड લેડી જેઇન ગ્રે, इ લોહીઆળી (બ્લડી) મેરી, फ સ્કોટ મેરી, ग ઇલિઝાબેથના કૃપાપાત્રો અને म હેત્રી આઠમાની રાણીઓ.

ઉ. अ હેત્રરી આઠમાના વિલથી ઍડવર્ડ છઠ્ઠો દશ વર્ષની નાની ઉંમરે ગાદીએ આવ્યો અને તેની બાળ વયને લીધે અઠ્ઠાવીસ રાજપુરૂષો અને પાદરીઓની સભાએ તેના રાજ્યનો કારભાર ચલાવ્યો. આ સભાને નાયકની ખોટ જણાઇ. તેણે હર્ટફોર્ડના અર્લને રાજરક્ષક નીમ્યો અને તેને સમરસેટના ડયૂકનો ઇલકાબ મળ્યો. હેત્રીની ઇચ્છા પ્રમાણે એડવર્ડનુ લગ્ન મેરી સાથે કરાવવા રાજરક્ષકે સ્કોટલેન્ડ પર ચઢાઇ કરી, તેથી પિન્કી આગળ યુદ્ધ થયું અને તેથી સમરસેટ તેમાં ફાવ્યો નહિ. આ સમયમાં ધાર્મિક સુધારણાનું કામ પૂરૂં થયું. તેના ધાર્મિક ફેરફારોને લીધે સ્થળે સ્થળે બળવા ઉઠયા અને તે મુશ્કેલીથી દબાવવામાં આવ્યા. ઇ. સ. ૧૫૪૯ ના અંતે સમરસેટની સત્તા નરમ પડી અને તેને "રાજ્ય રક્ષક" તરીકેનું રાજીનામું આપવું પડયું, અને તેની જગ્યા સત્તાલોભી વોરિકના અર્લથી પૂરાઈ. તેને નોર્થમ્બરલેન્ડનો ડયૂક બનાવવામાં આવ્યો. આ સત્તાલોભી ડયૂકે લેડી જેઇન ગ્રેને પોતાના ચોથા પુત્ર લોર્ડ ગિલ્ફોર્ડ વેરે પરણાવી હતી અને તે બાદ તેના (એડવર્ડના) મરણ પછીથી

ગાદીએ આવે એવી રીતનું વીલ એડવર્ડ પાસે કરાવ્યું. આ બનાવ પછી એડવર્ડ ક્ષયના રોગથી સોળ વર્ષની કૌમારાવસ્થામાં મરી ગયો. તે રાજા ભલો, વાંચનનો શોખીન અને સાહિત્ય રસિક હતો અને જો તે વધારે જીવ્યો હોત તો સારી રીતે રાજ્ય ચલાવત એમાં કાંઇ શક નથી.

ब જેઈન સિમૂરનો ભાઇ, હર્ટફોર્ડનો અર્લ એડવર્ડની સગીર ઉમરમાં રાજ્ય રક્ષક નીમાયો અને તેને "સમરસેટના ડ્યૂક"નો ઇલ્કાબ આપવામાં આવ્યો. હેન્રી આઠમાએ પોતાના વસીયતનામામાં એડવર્ડને સ્કોટ બાળરાણી મેરી સાથે પરણાવવાનું જણાવ્યું હતું. સમરસેટે આ ધારણા પાર પાડવા માટે સ્કોટલેન્ડ ઉપર ચઢાઇ કરી, અને પિન્કીના યુદ્ધમાં જય મેળવ્યો, પણ મેરી તો ફ્રાન્સના ડોફીન સાથે પરણી અને તેની મુરાદ નિષ્ફળ નીવડી. તેણે ધાર્મિક સુધારકોનો પક્ષ લીધો અને બળજોરીથી ધાર્મિક અને સામાજીક સુધારા દાખલ કરવા માંડયા, પણ તેનું પરિણામ નોર્થ અને નોર્ફોકમાં ઇ. સ. ૧૫૪૯ ના બળવાઓમાં આવ્યું. આ બળવાઓ તેણે સખ્તાઇથી ડાબી દીધા નહિ. આ ઉપરાંત તેની પરદેશ સાથેની નીતિ પણ નિષ્ફળ નીવડી અને તેને રાજીનામું આપવાની રજ પડી. આમાં તેનો હરિફ વોરિક ફાવી ગયો. રાજસમિતિએ [illegible] ઇ. સ. ૧૫૪૯ માં ટાવરમાં મોકલી દીધો, પણ [illegible] ઇ. સ. ૧૫૫૦માં છૂટો કરવામાં આવ્યો. તેણે ફરીથી [illegible]તા મેળવવા માટે પ્રયત્ન કર્યો અને તેને રાજદ્રોહ માટે ઇ. સ. ૧૫૫૧ માં પકડવામાં આવ્યો અને તેનો ગુનો સિદ્ધ થવાથી ઇ. સ. ૧૫૫૨માં તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો.

क. જહોન ડડલી (ઇ. સ. ૧૫૦૨–૧૫૫૩) હેન્રી સાતમાને માટે પૈસા કઢાવનાર ડડલીનો પુત્ર હતો. ઇ. સ. ૧૫૨૩ માં તેને નાઇટનો ઇલ્કાબ મળ્યો, અને ૧૫૪૨ માં તે વિસ્કાઉંટ લીસ્લે બન્યો, અને નૌકાસેનાધિપતિ બન્યો. તે ઓદ્ધો ભોગવતો હતો તે વખતે તેણે સમરસેટનાં સૈન્યોને

સ્કોટલેન્ડમાં ઉતાર્યાં. તેણે પિન્કીના યુદ્ધમાં અગ્ર ભાગ લીધો હતો. તે સમયમાં તેને વોરિકનો અર્લ બનાવવામાં આવ્યો હતો અને સમરસેટના પછીથી તે રાજ્યરક્ષક બન્યો. ઇ. સ. ૧૫૫૧ માં તેને નોર્ધમ્બરલેન્ડનો ડ્યૂક બનાવવામાં આવ્યો. ધર્મની બાબતમાં તેણે સમરસેટનીજ પદ્ધતિ અખત્યાર કરી. તેને આગળથીજ ખબર પડેલી કે જો મેરી ઈંગ્લૅન્ડની ગાદી ઉપર આવશે તો તેનું આવી બનશે; અને તેથી તેણે એડવર્ડની પ્રોટેસ્ટંટ ધર્મની લાગણી ઉપર અસર કરી અને મેરી તથા ઇલિઝાબેથના હકોને દૂર રાખી, તેની પાછળ લેડી જેઇન ગ્રે ગાદી પર આવે તેવું વિલ ઇ. સ. ૧૫૫૩ માં કરાવી લીધું. આ પહેલાં પોતાના પુત્ર લોર્ડ ગિલ્ફોર્ડ ડડલી વેરે જેઇન ગ્રેને પરણાવી હતી. એડવર્ડ તેજ સાલના જુલાઇ માસમાં મરી ગયો અને નોર્ધમ્બર્લૅન્ડે જેઇન ગ્રેને રાણી તરીકે જાહેર કરી. લોકોએ મેરીનો પક્ષ લીધો. નોર્ધમ્બર્લૅન્ડને પકડવામાં આવ્યો, રાજદ્રોહ સિદ્ધ થયો અને તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો.

ड. લેડી જેઇન ગ્રે હેન્રી આઠમાની બ્હેન મેરીની પુત્રી હતી અને નોર્ધમ્બરલૅન્ડના પુત્ર લોર્ડ ગિલ્ફોર્ડ ડડલી સાથે પરણી હતી. તેના સસરા નોર્ધમ્બર્લૅન્ડે એડવર્ડ છઠ્ઠા પાસે ગાદીના વારસ તરીકે તેના નામનું વિલ કરાવ્યું હતું, અને એડવર્ડના મરણ પછી તેને રાણી તરીકે જાહેર કરવામાં આવી; પણ લોકોએ તો મેરીને ખરી હકદાર ગણી તેનોજ પક્ષ લીધો. જેઇન ગ્રે નવ દિવસજ ગાદી પર રહી અને પછીથી તેને અને તેના પતિને "ટાવર" ના કિલ્લામાં કેદ રાખવામાં આવ્યાં. જેઈન ગ્રેનું લાવણ્ય અનુપમ હતું. તેનો સ્મિતભરેલો ચહેરો મનુષ્યના હૃદયને વશ કરે તેવો હતો. તે ઉત્તમ સંસ્કારી બાઇ હતી, અને આદર્શ સ્ત્રીને શોભે તેવા તેના સર્વ ગુણ હતા. તેની ઇચ્છા વિરૂદ્ધ તેના સસરાએ તેને તાજ પહેરાવ્યો, અને તેથી તેણે ઘણું સહન કર્યું. તેને કેદમાંથી મુક્ત કરવામાં તથા મદદ કરવા બળવો જાગ્યો કે જે દબાવી દેવામાં

આવ્યો અને પરિણામ એ આવ્યું કે આ સોળ વર્ષની યુવતીનો તેના પતિ સાથે શિરચ્છેદ કરવામાં આવ્યો.

**૬.** મેરી હેન્રી આઠમાની કૅથેરાઇન ઑફ એરેગોનથી થયેલી પુત્રી હતી. હેન્રીએ તેને ઇ. સ. ૧૫૩૪ માં કાયદો પસાર કરી અનૌરસ ઠેરવેલી પણ ઇ. સ. ૧૫૪૪ માં હકદાર વારસ તરીકે કબુલેલી. એડવર્ડ છઠ્ઠાના મરણ પછી, લેડી જેઇન ગ્રે થોડા વખત માટે ગાદી પર આવી, પણ તે વખતે પણ લોકોની લાગણી તેના પર હતી અને તેથી તેજ રાણી તરીકે ઇ. સ. ૧૫૫૩ માં ગાદીએ આવી. તે ચુસ્ત રોમન કેથોલિક હતી; અને તેથી તેની મુરાદ કેથોલિક ધર્મનું પુનસ્થાપન કરવાની હતી. મેરીના જીવનના બે મુખ્ય હેતુઓ હતા. (૧) કેથોલિક સત્તાનરેશ ફિલિપને પરણવાનો અને (૨) પોપની સત્તા ઇંગ્લેન્ડમાં ફરીથી દાખલ કરવાનો. ઇંગ્લેન્ડની પ્રજાને મેરીના ફિલિપ સાથેના લગ્નની વાત રૂચતી ન હતી, છતાં પણ મેરીના હકને લીધે તેને પરદેશ વસવાટ નહિ કરવાની, ફિલિપની પરદેશની નીતિમાં ભાગ નહિ લેવાની, અને તેજ રાણી ગણાય એવી શરતોથી પાર્લામેન્ટે ફિલિપ સાથેના લગ્નની છૂટ આપી. જેઇન ગ્રેને ગાદીએ બેસાડવા, આ લગ્નથી અસંતુષ્ટ બનેલા લોકોએ બળવાઓ કર્યા પણ તેમને દાબી દેવામાં આવ્યા. ઇંગ્લેન્ડમાં પોપની સત્તાનો સ્વીકાર થયો. પોપના પ્રતિનિધિ કાર્ડિનલ પોલને દરબાર તરફથી નમન થયું. પોપની સામે પસાર કરેલા બધા કાયદાઓને મેરીની પાર્લામેન્ટે ઉડાવી દીધા. મેરીએ ધર્મસમાજની જપ્ત કરેલી મિલ્કત પાછી સોંપી. રોમન કેથોલિક ધર્મને ચુસ્ત રીતે વળગી રહેવાથી જે પાદરીઓ કેદમાં પડેલા હતા તેમને તેમની જગ્યાઓ પાછી સોંપવામાં આવી. આ ધર્મઘેલી રાણીએ પ્રોટેસ્ટંટ લોકો અને પાદરીઓ ઉપર કાળો કેર વર્તાવવા માંડયો. કેટલાકને તો જીવતા બાળી મૂકવામાં આવ્યા. આ તેના કેરને માટે તેને ઇતિહાસમાં લોહીઆળી રાણી મેરી કે બ્લડી મેરી ગણવામાં આવે છે.

ફિલિપ પોતા કરતાં મોટી રાણી મેરીને ચાહતો ન હતો, છતાં પણ તે મેરીને ફ્રાન્સના વિગ્રહમાં ઘસડી જઇ શક્યો. પરિણામ એ આવ્યું કે કેલે ઇંગ્લેન્ડના હાથથી હંમેશ માટે ગયું અને મેરીને તેના ગુમાવવાથી એટલું બધું લાગી આવ્યું કે તેથી તેની તબીયત લથડી અને અંતે અભાગણી રાણી ઇ. સ. ૧૫૫૮ ના નવેમ્બરની ૧૭ મી તારીખે મરી ગઇ.

ફ. સ્કોટ મેરી હેન્રી સાતમાના દોહિત્રની પુત્રી હતી. સમરસેટે એડવર્ડને બળજોરીથી મેરી સાથે પરણાવવાનો પ્રયત્ન કર્યો, પણ મેરી તો ફ્રાન્સના ડોફીન સાથે પરણી ગઇ અને કાલાંતરે ફ્રાન્સની પણ રાણી થઇ ( ઇ. સ. ૧૫૫૯ ). આ મેરીનો હક ઇંગ્લેન્ડની ગાદી ઉપર ઇલિઝાબેથ કરતાં વિશેષ હતો, અને તેથી તેણે અને તેના પતિએ તે હક સિદ્ધ કરવા પ્રયત્નો કરવાનો નિશ્ચય કર્યો; પણ ફ્રાન્સિસ બીજો ઇ. સ. ૧૫૬૦ માં મરણ પામ્યો અને વિધવા રાણી મેરી ઇ. સ. ૧૫૬૧ માં સ્કોટલેન્ડ ગઇ અને ત્યાંના પ્રજાસંઘની મદદથી ઇંગ્લેન્ડની ગાદી મેળવવા તૈયારી કરવા લાગી. તેવામાં ઇંગ્લેન્ડમાં ફ્રેન્ચ પ્રોટેસ્ટંટો, હ્યુજીનોટો કતલ થયાના સમાચાર પહોંચ્યા અને ત્યાંના પ્રોટેસ્ટંટ લોકોની લાગણી તેનાથી વિરૂદ્ધ ગઇ. ઇ. સ. ૧૫૬૫ માં તે હેન્રી સ્ટુઅર્ટ નામના લોર્ડ ડાર્નલે સાથે પરણી, પણ તેનું ખૂન ઇ. સ. ૧૫૬૭ માં થયું. મેરીએ આ લગ્નથી ઇ. સ. ૧૫૬૬ ના જુલાઇની ૧૯ મી તારીખે એક બાળકને જન્મ આપ્યો કે જે બંને દેશોનો રાજા ઇ. સ. ૧૬૦૩ માં થયો.

ડાર્નલેના ખૂનમાં મેરીની ઉશ્કેરણી હતી એમ સ્કોટ પ્રજા માનતી હતી તેથી તેણે મેરી સામે બંડ ઉઠાવ્યું અને ઇ. સ. ૧૫૬૭ અને ૧૫૬૮ ની લડાઇઓમાં તેણે મેરીને હરાવી. મેરીને ઇલિઝાબેથનું શરણુ લેવાની ફરજ પડી. આ પ્રમાણે ઇલિઝાબેથની હરિફ ઇલિઝાબેથના હાથમાં આવી પડી, અને તેને ઇ. સ. ૧૫૬૯ માં ટાવરમાં પૂરવામાં આવી; પણ તેને ગાદીએ બેસાડવા માટે ઇંગ્લેન્ડમાં

કાવત્રાં થવા માંડયાં, અને તેમાં મેરી સામેલ હોવાનું તોહમત મૂકાયું. તારાગૃહ અદાલતમાં તેનો કેસ ચાલ્યો, અને ત્યાં તે દોષિત ઠરી, અને તેના શિરચ્છેદની તેને શિક્ષા થઇ. ઇલિઝાબેથે તેના વધાજ્ઞા પત્ર ઉપર સહી કરી અને તેનો શિરચ્છેદ ઇ. સ. ૧૫૮૭ માં થયો. મરતા પહેલાં મેરીએ ફિલિપને પોતાનો વારસ ગણ્યો હતો.

ग. ઇલિઝાબેથ ઠંડા મિજાજથી અને નફોટોટો ધ્યાનમાં લઇ કામકાજ કરતી એ વાત ખરી; પણ છેવટે તે એક સ્ત્રીજ હતી. તેની આજુબાજુ એક એવા માણસોનું મંડળ હતું કે જેના ઉપરનો પક્ષપાત ખાસ જણાઇ આવે છે. તેમાંના નીચેના બે જણ મુખ્ય હતા.

(૧) લોર્ડ લિસ્ટર ખાનગીમાં એમી રોબ્સર્ટ સાથે પરણ્યો હતો. સર વોલ્ટર સ્કોટે પોતાની નવલકથા "કેનિલવર્થ"માં તે યુવતી સાથેના પ્રેમનું વર્ણન સરસ રીતે કર્યું છે. આ ઇલિઝાબેથના પ્રેમ પાત્રનું મરણ "અજીત નૌકાસૈન્યની" હાર પછીથી તરતજ થયું.

(૨) લિસ્ટર પછીથી ઇલિઝાબેથની મહેરબાની અને પક્ષપાતનું મુખ્ય પાત્ર ઇસેક્સનો અર્લ હતો. તે બહાદુર, હિંમતવાન અને સમયસૂચક હતો. ઇ. સ. ૧૫૯૬ માં આયર્લેન્ડના લોકોએ બળવો કર્યો ત્યારે તે ત્યાંનો લોર્ડ લેફ્ટેનન્ટ હતો. બળવો સમાવવામાં તે નિષ્ફળ નવડયો અને તેથી તેની જગાએ માઉન્ટ જોયને નીમ્યો. તેને લાગ્યું કે રાણીની તેના ઉપર અકૃપા થઇ છે, અને તે દૂર કરવા રાણીની મુલાકાત લીધી, અને તે કેદી બન્યો. મુક્ત થયા પછી થોડા વખતમાં તેણે લંડનમાં ઉઠાવેલા બળવામાં ભાગ લીધો, અને રાજદ્રોહનો આરોપ સિદ્ધ થયો. ઇ. સ. ૧૬૦૧ માં ૩૪ વર્ષની ઉમરે તેનો શિરચ્છેદ થયો. તેને માટે એમ કહેવાય છે કે તેને ઇલિઝાબેથે પ્રેમની નિશાની તરીકે એક વીંટી આપી હતી કે જેનો ઉપયોગ તે મોટી આફતમાંથી બચવા માટે કરી શકે. આનો ઉપયોગ ઇસેક્સે કર્યો અને તે વીંટી તેણે કાઉન્ટેસ ડાલકિથ સાથે રાણી પાસે મોકલી પણ તેણે તે રાણીને આપી નહિ. આ વાત કાઉન્ટેસે મરતી વખતે

ઇલિઝાબેથની પાસે કબુલી. ઇલિઝાબેથે છંછેડાઇ કાઉન્ટેસને ક્રોધથી ખૂબ હલાવી, પણ તેને તેનો ઇસેક્સ પાછો મળ્યો નહિ.

ગ. આઠમા હેત્રીને બધી થઇને છ રાણીઓ હતી. તેમાંની (૧) પહેલી રાણી ઍરેગૉનની કેથેરાઇન હતી. તે સ્પેનના રાજાની પુત્રી હતી. તેનું લગ્ન હેત્રી સાતમાના વડા પુત્ર સાથે થયું હતું અને તેના મરણ પછીથી પોપની સંમતિથી તે વિધવાનું લગ્ન હેત્રી આઠમા સાથે કર્યું હતું. હેત્રી આઠમાને તેથી એક પુત્રી મેરી નામની થઇ હતી. સોળ વર્ષના ગૃહસ્થાશ્રમને અંતે રાજાની તે અણમાનીતી થઇ કારણ કે તેને પુત્ર તેનાથી થયો ન હતો. વિશેષમાં તે એન બુલીન નામની એક સ્વરૂપવાન દાસીના મોહમાં સપડાયો હતો. ખ્રિસ્તિ ધર્મના નિયમ પ્રમાણે એક પુરૂષ એકજ સ્ત્રીને પરણી શકે અને બીજીને પરણતા પહેલાં પહેલી હયાત ન હોવી જોઇએ અથવા તો તેની સાથેના છૂટા છેડા કરેલા હોવા જોઇએ. આથી કૅથેરાઇનના ત્યાગની અને તેથી કરીને તેની સાથેના છૂટા છેડાની રાજાને જરૂર પડી અને તે કામ પોપની સંમતિ વિના થઇ શકે નહિ. પોપ તે માટે સંમતિ આપી શકે તેમ ન હતું. વુલ્સી આ કામ સાધી શકયો નહિ અને તેથી તેની પડતી થઇ. ટૉમસ ક્રેન્મરની સંમતિ અને સલાહથી રાજાએ તેનો ત્યાગ કર્યો અને પોપની સત્તા પણ ઈંગ્લૅન્ડમાંથી દૂર કરી. (૨) કેથેરાઇનને તજ્યા પછી રાજા એન બુલીનને પરણ્યો, પણ સ્વાર્થી રાજા ત્યારપછીથી જેઇન સૈમુર નામની દાસી ઉપર મોહિત થયો હતો. એન બુલીન પર બદચાલનો આરોપ મૂકી તેનો શિરચ્છેદ કરાવ્યો. આથી રાજાને ઇલિઝાબેથ નામની પુત્રી થઇ હતી. ત્યાર પછીથી રાજા (૩) જેઇન સૈમુરને પરણ્યો. આ રાણી એડવર્ડ નામના પુત્રને જન્મ આપી મરી ગઇ. ત્યાર પછી રાજા ક્રોમ્વેલની ગોઠવણ પ્રમાણે (૪) એન કલીવ્ઝ નામની બાઇને પરણ્યો; પણ તે બાઇનું ધાર્યા મુજબ રૂપ નહિ હોવાથી, રાજા છંછેડાઇ ગયો, અને ક્રોમ્વેલ ઉપર રાજદ્રોહનું તોહમત મૂકી તેનો

શિરચ્છેદ કરવામાં આવ્યો અને તે બાઇની સાથેનો વિવાહ રદ કરવામાં આવ્યો. રાજાની પાંચમી રાણી નૉર્ફોકના ડ્યુકની ભત્રીજી કૅથેરાઇન હાવર્ડ હતી. આ બાઇ પરણતા પહેલાં બદચાલની હતી અને તે આરોપથી તેને યમપુરીમાં મોકલી દેવામાં આવી. રાજાએ લૉર્ડ લેટિમરની વિધવા કૅથેરાઇન પારને પોતાની છઠ્ઠી રાણી થવાનું માન આપ્યું. આની દશા પણ તેની બીજી શૉકયો જેવી થઈ હોત પણ તે બાઇ સમયસૂચકતાવાળી હોવાથી બચી ગઈ.

**પ્ર ૧૯:–ઇલિઝાબેથની પરદેશ સાથેની નીતિનું વર્ણન કરો.**

ઉ. ઇલિઝાબેથની પરદેશ સાથેની નીતિ મુખ્યત્વે સ્કૉટલૅન્ડ, ફ્રાન્સ, સ્પેન અને નેધર્લૅન્ડ સાથે સંબંધ ધરાવે છે.

(૧) સ્કૉટ લોકોની રાણી મેરી ફ્રાન્સના ડૉફીન (પાછળથી ફ્રાન્સનો ફ્રાન્સીસ બીજો) સાથે પરણી તેથી સ્કૉટલેન્ડ અને ફ્રાન્સ પહેલાંના કરતાં વધારે નજદીકના સંબંધમાં આવ્યાં. મેરી એ તાજથી સંતુષ્ટ થઇ નહિ અને ઇંગ્લેન્ડના તાજ માટેનો હક નીચેના કારણથી રજુ કર્યો. ઇલિઝાબેથને બીન કાયદેસર હકદાર ઠેરવેલી હોવાથી અને હેન્રી સાતમાની સૌથી મોટી પુત્રી માર્ગારેટની વંશજ હોવાથી તેના પછીનો તેનો વારસો છે. મેરી ૧૯ વર્ષે વિધવા થઇ, અને સ્કૉટલેન્ડ ગઇ અને સાત તોફાની વર્ષ ત્યાં ગાળ્યા પછી તે ઇલિઝાબેથને શરણે આવી અને ઇલિઝાબેથે તેને કેદમાં રાખી. આ પ્રમાણે ઇલિઝાબેથે પોતાના હરિફના ઉપર વેર લીધું. ત્યાં રહીને કાવત્રાં કરતી માલુમ પડવાથી તેનો શિરચ્છેદ થયો.

(૨) મેરીએ ફ્રાન્સ છોડયું અને તરતજ ફ્રાંસમાં માંહેમાંહે લડાઇ જાગી કે જે ત્યાંના પ્રોટેસ્ટંટો અને કૅથોલિકો વચ્ચે હતી. ઇલિઝાબેથે પ્રોટેસ્ટંટોનો પક્ષ લીધો. ઇ. સ. ૧૫૬૨ માં ફ્રેન્ચ પ્રોટેસ્ટન્ટો કે હ્યુજીનોટસના નાયક, કૉન્ડેના રાજકુમારે હેવ્રે તેના હાથમાં મૂકયું. પણ તે કિલ્લો ઇંગ્લેન્ડના હાથમાંથી થોડા જ વખતમાં જતો રહ્યો.

(૩) સ્પેનનો રાજા ફિલિપ રોમન કેથોલિક ધર્મનો પ્રતિનિધિ હતો અને તેથી તે કેથોલિક રાણી મેરીની તરફેણમાં હતો અને તેથી ઇલિઝાબેથની વિરૂદ્ધની સર્વ ચળવળમાં સહાનુભૂતિ દર્શાવતો એટલું જ નહિ પણ તેને મદદ કરતો. આયર્લેન્ડમાં ઇલિઝાબેથ વિરૂદ્ધ કાવત્રુ ઉભું થયું અને જો તે પોતાની નેધર્લેન્ડની પ્રોટેસ્ટંટ પ્રજાને શિક્ષા કરવા રોકાયો ન હોત તો જરૂર તેણે તેમાં મદદ કરી હોત. આ. નેધર્લેન્ડના પ્રોટેસ્ટંટો ફિલિપની વર્તણુંકથી ગભરાઈ ગયા અને ઇલિઝાબેથની મદદ માગી. ઇ. સ. ૧૫૮૫ માં તેણે લીસ્ટરની સરદારી નીચે એક જબરૂં લશ્કર મોકલ્યું. ઝુટફેન પાસે જબરૂં યુદ્ધ થયું તેમાં સ્પેનની હાર થઇ, પણ ઇંગ્લેન્ડે ફિલિપ સીડની નામના એક અદ્વિતીય ઉદાર અને વીર પુરૂષને ગુમાવ્યો. આ ઇલિઝાબેથે નેધર્લેન્ડના પ્રોટેસ્ટંટોને મદદ કરી અને તેવાંજ બીજાં કારણોથી ફિલિપના રોષનો પાર રહ્યો નહિ. તેણે ઇંગ્લેન્ડ ઉપર લઢાઇ લઇ જવા ત્રણ વર્ષ સુધી સખ્ત તૈયારી કરી એક વિપુલ નૌકાસૈન્ય તૈયાર કર્યું અને તેનું નામ "અજેય નૌકાસૈન્ય" રાખ્યું, અને ઇંગ્લેન્ડ ઉપર ચઢાઇ કરવા મેડીના સિડોનીયાના હાથ નીચે મોકલ્યું, પણ તેમાં તેની પૂરેપૂરી નિષ્ફલતા નીવડી.

પ્ર. ૨૦:–ઇંગ્લેન્ડ અને સ્પેન વચ્ચે ઇલિઝાબેથના સમયમાં જે વિગ્રહ થયો તે જણાવો અથવા સ્પેનના "અજેય નૌકાસૈન્ય" વિષે જે જાણતા હો તે લખો.

ઉ. વિગ્રહનાં કારણો:—

(૧) સ્પેનનો રાજા ફિલિપ રોમન કેથોલિક ધર્મનો પ્રતિનિધિ હતો, જ્યારે ઇંગ્લૅન્ડ એકંદર પ્રોટેસ્ટંટ હતું. તેથી પોપે ફિલિપને ઇંગ્લૅન્ડ પર ચઢાઇ કરવા ઉશ્કેર્યો.

(૨) સ્પેન જે રસ્તેથી પૈસા પેદા કરતું, તેજ રસ્તેથી ઇંગ્લૅન્ડે વેપાર કરવાનું શરૂ કર્યું. તેથી ઇંગ્લૅન્ડની હરિફાઇ તોડવાને માટે લડાઇ કરવાની જરૂર હતી. પોપે "બુલ" દ્વારા આટલાંન્ટીકની

પેલી પારના દેશોનો હક સ્પેન અને પોર્ટુગાલને આપ્યો હતો. "બુલ" ની સામે ઇંગ્લૅન્ડે વેપાર કરવાનો શરૂ કર્યો તેથી પણ તેને શિક્ષા કરવાની જરૂર હતી.

(૩) સ્પેનીયાર્ડો જ્યારે દરિયા પારનાં અમેરિકા જેવા દેશો-માંથી પુષ્કળ ધન લઇને પાછા આવતા ત્યારે અંગ્રેજ ખલાસીઓ તેમને ભર દરિયે લુંટતા. ઇંગ્લેન્ડના મહારથી ખલાસીઓએ ખુદ સ્પેનનાં બંદરોમાં દાખલ થઇ તેના કેટલાક વહાણોને નુકશાન કર્યું.

(૪) ઇલિઝાબેથે સ્પેનના કબજાના નેધર્લૅન્ડના પ્રોટેસ્ટટોને મદદ કરી, તેથી સ્પેન ચીડાયું.

(૫) સ્કૉટ લોકોની રાણી રોમન કેથોલિક હતી અને તેણે ફિલિ-પને પોતાનો વારસ નીમ્યો હતો. મેરીના શિરચ્છેદથી રોમન કેથોલિ-કોની આશાનો ભંગ થયો. ફિલિપે પોતાનો ઇંગ્લેન્ડની ગાદી ઉપરનો હક સિદ્ધ કરવાને અને મેરીનું વેર લેવાનું નક્કી કર્યું.

(૬) ફિલિપે ઇલિઝાબેથના હાથની માગણી કરી પણ તેનો અનાદર ઇલિઝાબેથે કર્યો, તેથી તેનું વેર લેવાનું ધાર્યું.

તૈયારી અને ચઢાઇ:—ઉપરનાં કારણોને લીધે ફિલિપે ઇંગ્લૅન્ડ ઉપર આક્રમણ કરવાને મોટી તૈયારીઓ કરવા માંડી, અને તેને માટે આખી તિજોરીનાં નાણાં ખરચી નાખવાનો નિશ્ચય કર્યો. ત્રણ વર્ષ સુધી તો તેણે તેટલા માટેજ પૈસો એકઠો કર્યો અને લશ્કરમાં પણ પુષ્કળ ભરતી કરી. ૧૫૮૮ ના મે માસની ૨૪ મી તારીખે પોપના આશિર્વાદ સાથે, ૧૩૨ મોટા વહાણના ગંજાવર કાફલાએ લિસ્બન છોડયું. તે વહાણોમાં વહાણવટીઓ ઉપરાંત ૨૦૦૦ સૈનિકો અને ૨૬૩૦ તોપો હતી. વિશેષમાં તે વખતનો શ્રેષ્ઠ યોદ્ધો પર્માનો ડયૂક, એલેકઝાન્ડર ફર્નીઝ ડન્કર્ક પાસે ફ્લૅન્ડ-ર્સના કિનારા ઉપર ૪૦૦૦૦ માણસો સાથે ચઢાઇને ઉત્તેજન આપવા તૈયાર હતો. કાફલાનો ઉપરી મેડિના સિનોડીઆનો ડયૂક હતો, કે જેની પસંદગી સાન્ટાક્રુઝના આકસ્મિક મરણને લીધે

કરવામાં આવી હતી. આ કાફલાનું ગર્વ દાખવનારૂ "અજેય નૌકા-સૈન્ય" નામ પાડયું. ઈંગ્લૅન્ડના તાજનું નૌકાસૈન્ય ફક્ત ૩૬ નાનાં વહાણોનું હતું; પણ અમીરો, વેપારીઓ, અને શહેરીઓ પૈસા સાથે રાણી પાસે આવ્યા, અને પોતાના પૈસાથી લડાયક માણસો અને યુદ્ધ સામગ્રીથી વહાણોને તૈયાર કર્યા. પોતાના કિનારાનું રક્ષણ કરવાને કેથોલિકો પણ ખરા ભાવથી પ્રોટેસ્ટંટો ભેગા ભળ્યા. ૧૯૧ વહાણોનું નૌકા સૈન્ય ઈંગ્લૅન્ડનું રક્ષણ કરવા ઈંગ્લૅન્ડની આજુ બાજુના દરિયામાં તરતજ ફરતું થઇ ગયું. જોકે આ વહાણો નાનાં હતાં, છતાં પણ તેમના તુતકો પર શ્રેષ્ઠ વહાણવટીઓ અને બહાદુર નરો હતા. તે કાફલાનો નૌકાસેનાધિપતિ લૉર્ડ હૉવર્ડ હતો, અને તેના હાથ નીચે ડ્રેઇક, હોકીન્સ, અને ફ્રોબીશર હતા. લંડન લેવી સિવાય, ૧૩૦૦૦૦ અંગ્રેજ સૈનિકો હતા. તે લશ્કરના ત્રણ ભાગ કરવામાં આવ્યા હતા. એક દક્ષિણ કિનારો સાચવવા માટે, બીજો રાજધાનીના રક્ષણ માટે, અને ત્રીજો શત્રુના સૈન્યને કિનારા પર ઉતરતું અટકાવવા માટે રાખવામાં આવ્યો હતો.

લડાઈ:—પ્લીમથથી હોવર્ડને ખબર મળી કે સ્પેનનાં વહાણો અર્ધ ચંદ્રાકારના વ્યૂહમાં આગળ ધસતાં આવે છે. તેમને દૂર રોકવા માટે તેણે અસરકારક તોપનો મારો શરૂ કર્યો. સ્પેનિશ લોકોએ તેનો જવાબ તેવોજ વાળ્યો, પણ તેમનો બાર અંગ્રેજ વહાણો પરથી પસાર થઇ ગયો. ધીમે ધીમે સ્પેનનો કાફલો કેલે તરફ ધસવા માંડયો, અને તેનો કેડો અંગ્રેજ વહાણોએ લીધો. પર્માની વાટ જોતો સ્પેનનો કાફલો કેલેથી દૂર થોભ્યો, પણ પર્મા તો ફ્લૅન્ડર્સ લોકોથી ઘેરાયલો હતો અને ડચ લોકો તેની પૂરતી તપાસ રાખતા હતા. એક રાત્રે અંગ્રેજોએ આઠ સળગતાં વહાણો, સ્પેનના વહાણો ભેગાં મોકલી દીધાં. સ્પેનિશ વહાણોએ લંગર કાપીને નાસવા માંડયું અને તેમાં ભંગાણ પડયું. હોવર્ડે તે તકનો લાભ લઇ ૧૨ સ્પેનનાં વહાણોનો નાશ કર્યો. સ્પેનનાં વહાણો ડોવરની સામુદ્રધુનીની મારફતે પાછાં

વળી શકે તેમ ન હતું, કારણ કે પવન તેમની વિરૂદ્ધ ફુંકાતો હતો. તેથી તેમને પાછો વળવાનો માર્ગ ફક્ત ઉત્તરમાંથી ફરીને જવાનો હતો. પવને તેમને ઘણું નુકસાન પહોંચાડયું, અને ફક્ત ૫૩ ભાંગ્યાં તુટયાં વહાણ સ્પેન પાછાં પહોંચ્યાં.

**અજેય નૌકાસૈન્યની હારનાં** કારણો:—(૧) પ્રથમ તો સ્પેનને દુર્દૈવ નડયું. શરૂઆતમાં જ તેણે સેન્ટા ક્રોસ નામનો બહાદુર નૌકાસેનાધિપતિ ગુમાવ્યો, અને તેનું સ્થાન મૂર્ખ મેડિના સિડોનાને મળ્યું. વહાણોમાં દરિયાઇ સૈનિકો કરતાં જમીન પર લડી શકે તેવા સૈનિકો વધારે હતા. સ્પેનનો ગર્વજ તેનું કારણ હતું; જ્યારે ઇંગ્લૅન્ડનું નૌકાબળ બહાદુર અને અનુભવી ખલાસીઓના હાથ નીચે હતું.

(૨) સ્પેનને અજાણ્યા દરિયા પર લડવાનું હતું જ્યારે અંગ્રેજો તેના પૂરતા ભોમીયા હતા. વધારામાં પવને તેમનો જબરો ઘાણ વાળ્યો.

(૩) સ્પેનનાં વહાણો ઘણાંજ મ્હોટાં હોવાથી કબજે રહી શકે તેવાં ન હતાં, જ્યારે અંગ્રેજોનાં વહાણો અંકુશમાં રહી શકે તેવાં નાનાં હતાં.

(૪) આ બધાંમાં સૌથી અગત્યનું કારણ તો એ હતું કે સ્પેનના રાજાએ ઇંગ્લૅન્ડ ઉપર ચઢાઇ કરી ત્યારે આખું ઇંગ્લૅન્ડ એક પ્રજા તરીકે લડયું. ધર્મના ભેદ પણ કોરાણે મૂકયા અને રોમન કેથોલિકો પણ કેથોલિક દેશની સામે લડયા કે જેમની આશા ઉપર સ્પેનનો રાજા ઝઝુમતો હતો.

**પરિણામ:—** સ્પેનની દરિયા પરની સત્તા હંમેશ માટે નાબુદ થઇ, અને ઇંગ્લૅન્ડ દરિયાની રાણીના પદે પહોંચ્યું. વિશેષમાં એ પણ જણાઇ આવ્યું કે એક સંપીલી પ્રજા કચડાવી સહેલી નથી, અને તે પોતાનું સ્વાતંત્ર્ય પરદેશી હુમલા સામે ટકાવી રાખી શકે છે.

**પ્ર. ૨૧:—ટ્યુડર યુગનાં લક્ષણો સ્પષ્ટ લખો.**

ઉ. ૧. ટયુડર વંશના બધા રાજ સત્તા ધારીઓ આપખુદી સત્તાવાળા હતા અને તેથી તેમની સત્તાને " ડેસ્પોટીઝમ " ( આપખુદી ) કહેવામાં

આવે છે. પરદેશ સાથેની રાજનીતિમાં તેઓ કદી પાર્લામેન્ટને માથું મારવા દેતા ન હતા. પોતાને મન ગમતા પ્રધાનોને તે નીમતા અને તેમના કહ્યા પ્રમાણે ન ચાલે તો ઠીક પડે ત્યારે રજા આપતા. ધર્મની બાબતમાં પણ તેઓ પોતાને ફાવે તેવા અનેક ફેરફારો કરતા અને બળજોરીથી તેમને લોકો પાસે મનાવતા. આમ છતાં તેઓ એકંદરે લોકોની રગ જાણતા, અને પ્રજાનો મોટો ભાગ તેમની તરફેણમાં હતો. ટયુડરોની આપખુદી સત્તાને લીધેજ "સ્ટાર ચેમ્બર" અદાલત હયાતિમાં આવી કે જ્યાં સામાન્ય અદાલતોને નહિ ગાંઠનારા અમીર ઉમરાવો અને શ્રીમંત લોકોના કેસ ચલાવવામાં આવતા. આથી રાજાની સત્તા ઘણીજ વધી, પણ તેથી ગરીબ વર્ગ પૈસાદારોના ત્રાસમાંથી બચ્યો અને તેથી તેમની નીતિ લોકપ્રિય અને લોકહિત સાધનારી બની.

૨ છાપવાની કળાને લીધે લોકોમાં વાંચનનો શોખ વધ્યો. બાઇબલ ઠેર ઠેર વંચાવા લાગ્યું અને તેના પરિણામે તે યુગમાં ફાંસીના ગુનાઓ ઘણા ઓછા થયા.

૩ મહાન્ નાવિકો આ જમાનામાં પાકયા. કોલંબસે અમેરિકા શોધ્યો અને વાસ્કોડી ગામાએ હિંદનો રસ્તો શોધી કાઢયો, તેથી લોકોના ભૌગોલિક જ્ઞાનમાં ઘણોજ ફેરફાર થયો. મહાન્ વિજ્ઞાનીઓ પણ આ જમાનામાં થયા, અને તેથી ખગોળના જ્ઞાનમાં ઘણો સુધારો થયો. કોપર્નીકસે પૃથ્વી સૂર્યની આજુ બાજુ ફરે છે તે પૂરવાર કરી બતાવ્યું.

૪ બંદુક ફોડવાના દારૂના પ્રચારથી યુદ્ધ કળા એકદમ બદલાઇ ગઇ.

૫ હેન્રી સાતમાએ "મહાન હેરી" નામનું વહાણ બાંધી નૌકા સૈન્યની શરૂઆત કરી કે જેણે ઇલિઝાબેથના સમયમાં ઇંગ્લૅન્ડને "દરિયાની રાણી" નું માનવંતું પદ અપાવ્યું.

૬ ધર્મક્રાન્તિને લીધે લોકો ધાર્મિક બાબતોમાં વિચારતા થઇ ગયા, અને પોપની સત્તામાંથી મુક્ત થયા.

૭ આ વંશના રાજા અને રાણીઓ વિદ્વાન હોવાથી સાહિત્યના શોખીન હતા, અને તેથી તેમણે સાહિત્યને ઉત્તેજન આપ્યું. મહાન લેખકો અને નાટકકારોએ આ સમયને ઉજ્જવલ બનાવ્યો છે.

૮ ફ્રાન્સના હ્યુજીનોટો અને નેધર્લેન્ડના પ્રોટેસ્ટંટોએ ઇલિઝાબેથના સમયમાં ઈંગ્લૅન્ડનો આશ્રય લીધો, અને તેથી રેશમના વણાટની કળા, રંગવાની કળા અને ઉનના વણાટની કળામાં ઘણોજ સુધારો થયો.

૯ ઇંગ્લેન્ડ અને સ્કોટલેન્ડનો નિઃશલ શાંતિકારક આજ જમાનામાં આવ્યો અને તેથી બ્રિટનને "ગ્રેટ બ્રિટન" થવાનાં બીજ રોપાયાં.

૧૦ સર વોલ્ટર રેલેએ અમેરિકામાં વર્જીનિઆનું સંસ્થાન સ્થાપ્યું અને આ રીતે ઇંગ્લેંડના સંસ્થાનોની શરૂઆત પણ આજ સમયમાં થઇ.

૧૧ નેધર્લેન્ડ સાથેની ઇ. સ. ૧૪૯૬ ની "ગ્રેટ ઇન્ટર કોર્સ" નામની સંધિથી અને ઇ. સ. ૧૫૩૨ માં "રશિયન વેપારી મંડળ" ને, ઇ. સ. ૧૫૮૧ માં "તુર્કી વેપારી મંડળ" ને ઇ. ઇ. ૧૬૦૦ માં "પૂર્વ હિંદુસ્તાન વેપારી મંડળ" ને પટ્ટો આપવાથી વેપારને ઘણુંજ ઉત્તેજન મળ્યું; અને છેલ્લા પટ્ટાથી અંગ્રેજોનાં હીંદી સામ્રાજ્યનાં બીજ નંખાયા.

૧૨ લોકોની આર્થિક સ્થિતિ સુધરવાથી, અને પૂર્વના તેજાના આવવાથી લોકોમાં મોજશોખ વધ્યો, મકાનોની બાંધણી તેમજ લોકોની રહેણી કરણીમાં ઘણોજ ફેર થયો.

૧૩. અશક્ત ગરીબો માટે "પુઅર લો" પસાર કરવાની ઇલિઝાબેથને ફરજ પડી.

**પ્ર. ૨૨ હેન્રી સાતમાના ચારિત્રની નોંધ લો અને જે ઉપાયોથી તાજની સત્તા તેણે સ્વતંત્ર બનાવી તેમની પણ ટુંક નોંધ લો. (મું. યુ. ૧૯૧૫.)**

**ઉ. अ. હેન્રી શાંતિપ્રિય રાજા હતો.** તે પોતાના રાજઅમલ દરમ્યાન પરદેશો સાથેની લડાઈઓથી દૂર રહ્યો. તે પૈસાનો લોભી હતો એટલુંજ નહિ પણ તેને સત્તા ઘણી ગમતી હતી. તેનામાં ડહાપણ હતું. અને તેના મનમાં દેશનું હિત હતું. છાપખાનાનો તે ઉત્તેજક હતો અને ગ્રંથોનો પ્રેમી હતો. આ ઉપરાંત તે મહેનતુ અને ઉદ્યોગી હતો.

**ब. હેન્રીને જો નિરંકુશ સત્તાવાળું થવું હોય તો તેણે દેશના ગરાસીઆઓની (બૅરનોની) સત્તા તોડવી જોઇએ, અને પાર્લામેન્ટથી સ્વતંત્ર થવું જોઇએ. (૧) ગરાસીઆઓની સત્તા તોડવા "પોષાક અને પોષણ" ના રિવાજની સામે કાયદાઓ પસાર કર્યા. અને તેમનું ઉલ્લંઘન કરનારાઓને સખ્ત દંડથી દંડયા. આ કાયદાઓને તોડનારાઓ માટે "તારાગૃહ અદાલત" સ્થાપી અને તેના ન્યાયાધીશો રાજાના મોટા અમલદારો હતા અને તેઓ અમીરોને શિક્ષા કરવા ડરતા ન હતા.

હેન્રીએ મરી ગયેલા બૅરનોની જગ્યાઓ અને જમાનો વેપારીઓ, સૈનિકો અને બીજા સામાન્ય વર્ગના લોકોને આપી અને આ રીતે તેણે બેરનોનો પ્રતિપક્ષ અને પોતાની તરફેણનો વર્ગ ઉભો કર્યો. આ પ્રમાણે તેણે બેરનોની સત્તા તોડી, અને ત્યાર પછીથી તેણે પાર્લામેન્ટથી નિરંકુશ થવા પ્રયત્નો કર્યા; અને તે માટે તેણે પૈસાનો સંગ્રહ કર્યો, કારણ કે તેમ કર્યાથીજ પાર્લામેન્ટથી નિરંકુશ થવાય છે એમ તે સમજતો હતો. આથી તેણે પોતાના અમલ દરમ્યાન પોતાથી બને તેટલી બધી રીતે તેણે પૈસો એકઠો કર્યો. (હેન્રીએ કેવી રીતે પૈસા લોકો પાસે કઢાવ્યા તે જાણવા માટે હેન્રી પૈસાનો લોભી હતો તે પૂરવાર કરનાર પ્રશ્ન ૭ મો જુવો). પૈસાની બાબ-

તમાં તે સ્વતંત્ર બન્યો કે તરતજ તેણે પાર્લામેન્ટના હકોને ગણવા માંડ્યા નહિ. પાર્લામેન્ટની સંમતિ સિવાય તે કાયદા કરી શકે નહિ. તેથી તેણે "જાહેરનામાં" કે પ્રોકલેમેશન્સ બહાર પાડયાં, અને ન્યાયાધિશોએ તેમને કાયદા જેવાજ ગણ્યા. ઈગ્લૅન્ડમાં કોઈ પણ માણસને અદાલતમાં યોગ્ય રીતે કેસ ચલાવ્યા શિવાય શિક્ષા કરી શકાય નહિ, પણ હેન્રી સાતમાએ તો પોતાનાજ નીમેલા ન્યાયાધીશો આગળ પોતાના શત્રુઓના કેસો ચલવ્યા. અને તેઓનો ન્યાયી ચૂકાદો આપવાને બદલે, તેઓ રાજાની તરફેણમાંજ ચૂકાદો આપતા. આ પ્રમાણે હેન્રીએ તાજના ઉપરના બધા અંકુશો દૂર કર્યા અને તેની સત્તા આપખુદી બનાવી.

## પ્ર. ૨૩. નીચેનાં ચરિત્રોની ટુંક નોંધ લો.

अ લોર્ડ બર્લેહ, ब જ્હોન નોકસ. क 'પોષાક અને પોષણ' (લીવરી અને મેન્ટેનન્સ, ड બક્ષિસો (બેનિવોલન્સિસ), इ સંઘટ્ટનના અમીરો (લોર્ડઝ ઓફ ધી કોન્ગેગશન).

ઉ. अ. લોર્ડ બર્લેહની જીવન કાર્કીર્દિ રાજરક્ષક સમરસેટના સેક્રેટરી તરીકે શરૂ થઇ; અને એડવર્ડ છઠ્ઠા અને મેરીના સમયમાં તે વગવાળો રાજદ્વારી પુરૂષ હતો. ઇલિઝાબેથ જ્યારે ગાદીપર આવી ત્યારે તે તેનો વિશ્વાસુ પ્રધાન હતો. બાકીનું જીવન પણ તેણે ઇલિઝાબેથની નોકરીમાંજ પુરૂં કર્યું. પ્રથમ તે સ્ટેટનો સેક્રેટરી બન્યો હતો; અને પાછળથી તે ખજાનચી થયો હતો. તે રાણીનું કૃપાપાત્ર હતું; અને તેના મરણ પછીથી તેની જગ્યા તેના બીજા પુત્ર સર રોબર્ટ સેસિલે લીધી હતી.

ब. જ્હોન નોકસ સ્કોટલેન્ડના ધાર્મિક સુધારકોનો અગ્રેસર હતો. પ્રોટેસ્ટંટ ધર્મને પોષવા અને રક્ષવા માટે તેણે એક અમીરોનો સમૂહ ઉભો કર્યો કે જે "સંઘના અમિરો કે લોર્ડઝ ઓફધિ કોન્ગ્રેગેશન"ના નામથી ઓળખાય છે. "ગાઇઝની મેરી" ના મરણ પછી

તેણે સ્કોટલેંડમાં "પ્રેસ્બીટેરીયન" પ્રોટેસ્ટંટ ધર્મની સ્થાપના કરી. સ્કોટ રાણી મેરી અને તેની વચ્ચે ઘણો ફરક પડતો, પણ તે રોમન કેથોલિક ધર્મની વૃદ્ધિને પોષવાની તરફેણમાં હતોજ નહિ. તે પ્રોટેસ્ટંટ ધર્મનેજ વળગી રહ્યો. તે સત્યનેજ વળગી રહેતો અને તેથી તેને માટે તેણે ઘણી મુશ્કેલીઓ વેઠી.

ક. તાલુકદારી પદ્ધતિ ( ફ્યુડલ સિસ્ટમ) તાલુકદારો લડાઇના વખતમાં પોતાના ખેડુતોને સૈનિકો તરીકે બોલાવી શકતા. દેશમાં જે આંતરિક લડાઇઓ ઇ. સ. ૧૪૮૫ સુધી થઇ તે અરસામાં તાલુકદારો ઉપર અંકુશ રાખે એવી બળવાન સત્તા નહતી અને તાલુકદારો ચાલુ લશ્કરી સૈન્ય રાખતા અને પોષતા. તેના બદલામાં આ પોષાયલા માણસો પોતાના શેઠને વફાદાર રહેવાનું અને જરૂર પડે મદદ કરવાનું વચન આપતા. આ રિવાજને "પોષાક અને પોષણ" તરીકે ઓળખાવવામાં આવે છે.

ख "બક્ષિસો કે બેનીવોલન્સીસ"ની રીત હેન્રી સાતમાએ પૈસાનું ઉત્પન્ન વધારવા દાખલ કરી. સામાન્ય રીતે કરેલા કામના બદલા માટે આભારની લાગણીથી બક્ષિસ કે ભેટ અપાય છે. પણ રાજા હેન્રીએ લોકોને ભેટ આપવાનું કહ્યું. ખરી રીતે લોકો પાસેથી જબર જસ્તાઇથી પૈસા કઢાવવાની આ રીત હતી અને જ્યારે રાજા જેવો સત્તાધીશ માણસ તેની માગણી કરે ત્યારે કોઇની ના કહેવાની છાતી ચાલતી ન હતી.

ग જ્હૉન નૉક્સના પ્રયત્નથી સ્કૉટ અમીરોનો એક બળવાન સંઘ બન્યો અને તેનું નામ "સંઘના અમીરો કે લૉડ્ઝ ઓફ ધી કૉન્ગ્રીગેશન પડયું." પ્રોટેસ્ટંટ ધર્મને પાળવાને અને જારી રાખવા માટે તેમણે એક પત્ર પર સહી કરી. ગાઇઝની મેરી કે જે કૅથોલિક હતી, અને પોતાની પુત્રી સ્કૉટ મેરી માટે સ્કૉટલૅન્ડનો કારભાર કરતી હતી તેની સામે તેમણે બળવો કર્યો. ઇલિઝાબેથે તેમને મદદ કરી અને તેમણે ઇલિઝાબેથ સાથે એડિન્બરોનું તહાનામું કર્યું. તે

તહનામાથી સ્કૉટની મેરીનો હક ઇંગ્લૅન્ડ પરથી ઉઠી ગયો અને ફ્રેન્ચોની લાગવગ સ્કૉટલૅન્ડમાંથી નાબુદ થઇ. આ બનાવ પછીથી અમીરોના સંઘે સ્કોટલેન્ડના કારભાર ઉપર અંકુશ મૂકવાનો પ્રયત્ન કર્યો; અને તે જ્યારે ઇંગ્લેન્ડ નાસી ગઇ તે વખતે તેમણે સ્કોટલેન્ડનો કારભાર પોતાના હાથમાં લીધો. અને સ્કોટલૅન્ડનો ધર્મસુધરી પૂરો થયો. સ્કોટ મેરી પછીથી થનાર રાજા જેમ્સ છઠ્ઠાને પ્રોટેસ્ટંટ તરીકે ઉછેર્યો અને આ રીતે સ્કોટલેન્ડમાંથી કેથોલિક રાજાની ધાસ્તી દૂર થઇ.

**પ્ર. ૨૪ મો. ઇલિઝાબેથની મોટાઇનાં કારણો કહો. અથવા ઇલિઝાબેથનો સમય ઇંગ્લેન્ડના ઇતિહાસમાં મહત્વનો છે, અથવા સુવર્ણયુગ છે તે સિદ્ધ કરો. (મું. યુ. ૧૯૧૭)**

ઉ. ૧ ધાર્મિક: ઇલિઝાબેથે ધાર્મિક પુનર્ઘટની (રેફર્મેશન)નું કામ પૂરૂં કર્યું, અને ઇંગ્લેન્ડમાં સ્વદેશી આંગ્લધર્મસમાજ સ્થપાયો.

૨. રાજકીય- अ ઇલિઝાબેથે સ્કોટલેન્ડમાં ગાઇઝની મેરી સામે ત્યાંના અમીરસંઘ (લોર્ડ્ઝ ઓપ ધી કોન્ગ્રેગેશન)ને મદદ કરી. તેણે બદલામાં વચન આપ્યું કે ગાઇઝની મેરીની પુત્રી સ્કૉટ મેરી ઇંગ્લેન્ડની ગાદી ઉપર હક કરશે નહિ. જો સ્કોટ મેરી ઇંગ્લેન્ડની ગાદી પર આવી હોત તો ઇંગ્લેન્ડના ધર્મમાં ફરીથી ફેરફાર થાત અને ઇંગ્લેન્ડને ફ્રાન્સ અને સ્કોટલૅન્ડના નોકરનું કામ કરવું પડત.

ब. ઇંગ્લેન્ડના ઇતિહાસમાં આયર્લેન્ડ પહેલીજ વાર પૂરેપૂરૂં જીતાયું.

क. સ્પેનના કાફલા અજેય નૌકાસૈન્યને હરાવવાથી ઇલિઝાબેથના સમયમાં ઇંગ્લેન્ડની કીર્તિ ઘણી વધી. તે "દરિયાની મહારાણી" થઇ, અને યૂરોપમાં તે પ્રથમ પંક્તિના નૌકાબલવાળી સત્તાવાળો દેશ ગણાયો, અને સ્પેન જે ઇંગ્લેન્ડના વિકાસમાં હરકત કરતું હતું તેની સત્તા હંમેશને માટે સંપૂર્ણ નાશ પામી.

૩. વ્યાપારી—ઇલિઝાબેથે નેધર્લૅન્ડ અને ફ્રાન્સના પ્રોટેસ્ટંટોને તેમનાં રાજ્ય વિરૂદ્ધ તેમને મદદ કરી. અને પરિણામે તે લોકોએ

(પરદેશી કારીગર વર્ગે) ઇંગ્લેન્ડમાં રેશમ અને કિનારી (કોર)ના વણાટના અને રંગવાના ઉદ્યોગો દાખલ કર્યા અને તેથી ઇંગ્લેન્ડનું ઔદ્યોગિક જીવન ત્યારથી શરૂ થયું.

૪. નૌકાબલની હરિફાઇથી અને વેપારને ઉત્તેજન મળવાથી ઇંગ્લેન્ડના લોકો તવંગર બનતા ગયા, અને આબાદ થતા ગયા અને પરિણામે તેમનાં રહેણી કરણીમાં, ઘરોમાં, પોશાકમાં અને મોજ-શોખમાં ઘણો ફેરફાર થયો.

૫. સાહિત્યઃ—સાહિત્યની દૃષ્ટિથી પણ ઇલિઝાબેથનો યુગ ઇંગ્લેન્ડના ઇતિહાસમાં ઉજ્જવલ છે, કારણ કે આજ સમયમાં શેકસપિઅર જેવા નાટકકારો, બેકન જેવા નિબંધકારો વિગેરે સાહિત્યસેવકો થમાં પાકયા અને ઇંગ્લેન્ડની કીર્તિને વધારી.

પ્ર. ૨૫ મો. ઇંગ્લેન્ડને "દરિયાની મહારાણી" નું પદ અપાવનારા પુરૂષો વિશે જે જાણતા હો તે ટુંકમાં લખો.

અથવા

ઇંગ્લેન્ડના "દરિયાના કીડા" (ઇંગ્લિશ સી ડોગ્ઝ) વિશે જે જાણતા હો તે ટુંકમાં જણાવો.

ઉ. (૧) ઇફ્રિન્ગહામનો લોર્ડ હોવર્ડ અંગ્રેજ નૌકાસૈન્યનો નૌકાસેનાધિપતિ હતો. ઇલિઝાબેથના સમયમાં સ્પેનિશ નૌકાસન્યને હરાવી ઇંગ્લેન્ડને વિજયમાલા પહેરાવી.

(૨) સર ફ્રાન્સિસ ડ્રેઇક સમુદ્રનો કીડોજ હતો. તેણે તે વહાણના યુગમાં હીંમતથી પૃથ્વી પ્રદક્ષિણા કરી, અને આ પ્રદક્ષિણા કરનારો તે પહેલોજ અંગ્રેજ હતો. તેણે સ્પેનનાં પુષ્કળ વહાણો લૂટયાં હતાં. તેથી સ્પેનનો રાજા તેના પર ગુસ્સે થયો હતો અને તેણે ખુલ્લી રીતે ઇલિઝાબેથની પાસે તેણે લૂટેલા પૈસાની ભરપાઇ કરવાની માગની કરી હતી. ઇલિઝાબેથે તે માગણીનો જવાબ તેને તેના વહાણ "ગોલ્ડન હાઇન્ડ" પર "નાઇટ" બનાવી વાળ્યો (ઇ. સ. ૧૫૮૧).

ઇ. સ. ૧૫૮૫માં ઇલાઝાબેથની પરવાનગીથી સ્પેનની પાસેના દરિયા ઉપરનાં મથકો પર તેણે હલ્લો કર્યો અને ત્યાંથી તે સહિસલામત ઇ. સ. ૧૫૮૬ના જુલાઇમાં પાછો આવ્યો. ઇ. સ. ૧૫૮૭માં સ્પેનના નૌકાસૈન્યની તપાસ કરવા ઇલિઝાબેથે તેને મોકલ્યો. ડ્રેઇકે કેડિઝ બંદરનાં અને સેઇન્ટ વિન્સેન્ટની ભૂશિરની પાસેનાં વહાણો અને માલમતાને નુકશાન પહોંચાડયું; અને એઝોર્સની નજીક 'સેન-ફિલિપ, વહાણ લૂટયું અને પાછો ગયો. ઇ. સ. ૧૫૮૮ના સ્પેન સાથેના યુદ્ધમાં તે હોવર્ડ પછીનો ઉપરી અમલદાર હતો.

(૩) માર્ટિન ફ્રૅબિશરે ઉત્તર ધ્રુવના બરફના પહોડા સામે બાથ ભીડી હતી તે પણ "અજીત નૌકાસૈન્ય"ને હરાવવામાં સામેલ હતો.

(૪) સર વૉલ્ટર રેલે ( ઇ. સ. ૧૫૨૨-૧૬૧૮ ) તે ડેવન-શાયરના સદ્‌ગૃહસ્થનો પુત્ર હતો અને ઓક્સફર્ડમાં કેળવણી પામેલો હતો. જુદે જુદે વખતે તેણે લશ્કરી ખાતામાં નોકરી કરી હતી. તેને માટે એમ કહેવાય છે કે એક દિવસ જ્યારે ઇલિઝાબેથ એક કાદવવાળી જગ્યા આગળ અટકી હતી, ત્યારે રેલેએ તેના માન ખાતર પોતાનો કોટ તેના ઉપર પાથર્યો હતો અને ત્યારથી તે રાણીનું કૃપાપાત્ર બન્યો હતો. ઇ. સ. ૧૫૮૪ માં તેણે અમેરિકા ગયો અને ત્યાં તે વર્જીન (કુંવારિકા) રાણી ઇલિઝાબેથના નામને અમર કરવા "વર્જીનીઆ" નામનું સંસ્થાન સ્થાપ્યું. અમેરિકાથી પાછો આવતાં તેણે તંબાકુ અને બટાટા ઇંગ્લેન્ડ આણ્યાં. સ્પેનિશ આર્મેડાને (૧૫૮૮) હરાવવામાં તેણે અગત્યનો ભાગ લીધો હતો. ઇલિઝાબેથના મરતા સુધી તેને મહેરબાની ખાતર કંઇક તે કંઇક મળતું હતું, પણ જેમ્સ ગાદીએ આવ્યો ત્યારે તેને મેઇનપ્લૅાટ (મુખ્ય કાવતરા) માં ભાગ લેવાના તોહમત પર તેને ટાવરમાં કેદ કરવામાં આવ્યો ત્યાં તે ૧૩ વર્ષ સુધી રહ્યો, તે દરમિઆન તેણે "જગતનો ઇતિહાસ" નામનું પુસ્તક લખ્યું. પછીથી તેને ગીનીમાં સોનાની ખાણો શોધી આપવાના વચન ઉપર છૂટો કરવામાં આવ્યો. સાહસમાં તે નિષ્ફળ નીવડયો અને

તેને સ્પેનીઆર્ડો સાથે લડવાની ફરજ પડી. તે જ્યારે ઈંગ્લૅન્ડ પાછો આવ્યો ત્યારે સ્પેનના રાજાને ખુશ કરવા તેને તેના જુના તહોમત "મુખ્ય કાવત્રા"માં ભાગ લીધા બદલ શિરચ્છેદની શિક્ષા થઈ તેના શિરચ્છેદથી ઇંગ્લૅન્ડે એક ઉત્તમ ખલાસી, સૈનિક, લેખક અને રાજદ્વારી પુરૂષ ગુમાવ્યો. " તેના શિરચ્છેદથી પ્રજા રોષે ભરાઈ કારણ કે તેને લાગ્યું કે સ્પેનના દરબારને ખુશ કરવા આવા ઉમદા જીવનનો ભોગ અપાયો છે."

(૫) સર જહૉન હૉકિન્સ આ પુરૂષે ગીનીનો કિનારો ચૂંથી કાઢયો અને સીધી લોકોને ગુલામ તરીકે વેચવાનો ઘણો નફાકારક ધંધો અમેરિકામાં આવેલાં સ્પેનનાં સંસ્થાનો સાથે પહેલી જ વાર શરૂ કર્યો.

ઉપરના દરિયાના ખેલાડીઓએ સ્પેનિશ આર્મેડાને હરાવવામાં અગત્યનો ભાગ ભજવી ઈંગ્લૅન્ડને " દરિયાની મહારાણી " નું ઉત્તમ પદ અપાવ્યું છે.

**પ્ર. ૨૬ મો. હેન્રી સાતમાના ઇંગ્લેન્ડની ગાદી પર કયા કયા હકો હતા; અને કયા ઉપાયોથી તેણે તાજની સત્તા સ્વતંત્ર બનાવી તે સમજાવો. (મું. યુ. ૧૯૧૯.)**

ઉ. પ્રથમ ત્રીજા પ્રશ્નનો જવાબ લખી, પછીથી પ્રશ્ન એકવીસમાનો બ માં આપેલો જવાબ લખો.

**પ્ર. ૨૭ મો. હેન્રી આઠમાએ કેવી રીતે અને કોની મદદથી રાજકીય અને ધાર્મિક બાબતોમાં સ્વતંત્ર સત્તા પ્રાપ્ત કરી. ( મું. યુ. ૧૯૧૩ )**

ઉ. હેન્રી ૮ મો લોકપ્રિય તેમજ સ્વતંત્ર સત્તાધારી બનવા ઇચ્છતો હતો. લોકપ્રિય થવા માટે તેણે હેન્રી ૭ માને પઇસા કાઢવામાં મદદ કરનારા ઍમ્પસન અને ડડલી નામના બે વકિલોને ટાવરમાં મોકલાવી દીધા. દેશના વહિવટમાં સ્વતંત્ર કારભાર કરવા

માટે તેણે તેના બાપનીજ નીતિ અખત્યાર કરી. "પોશાક અને પોષણ" ના કાયદાથી અમીરોને ચગદવાનું તેણે ચાલુ રાખ્યું. તે માટે "હાઇકમીશન કોર્ટ" અને "તારાગૃહ અદાલત" તેની તહેનાતમાંજ હતાં. પાર્લામેન્ટથી સ્વતંત્ર થવામાં પૈસાનીજ જરૂર; અને તેને અદાલતોના દંડમાંથી અને પાછળથી મઠોના નાશથી પણ તે પુષ્કળ જથ્થામાં મળ્યો. વિશેષમાં તેને માટે તેના પિતાએ અઢળક દ્રવ્ય પાછળ મૂક્યું હતું. ફક્ત તેને તેના રાજકારભારમાં મદદ કરે તેવો શક્તિવાળો પ્રધાન જોઇતો હતો અને તે વુલ્સી નામના માણસથી મળ્યો. વુલ્સી ધર્મની બાબતમાં અને રાજ્યકારભારની બાબતમાં હુશિયાર હતો અને તે દેશમાં સર્વોપરી બન્યો, તેથી આ સર્વોપરી સત્તા રાજાનીજ હતી. પરદેશો સાથેના કારભારમાં વુલ્સી ચાલાકીથી કામ કરતો તેથી લોકોમાં હેન્રી ૮ માની કીર્તિ વધી. દેશમાં શાંતિ હતી તેથી તેની આપખુદી સત્તામાં કોઇ માથું મારી શકે તેમ ન હતું, આયર્લેન્ડમાં લોકોને અંગ્રેજ ઇલ્કાબો આપીને અને ત્યાંના અમીરોને માંહોમાંહે લડાવીને તેમની સત્તા તોડી. વેલ્સમાં પણ ફાવ્યો.

ધર્મની બાબતમાં સ્વતંત્ર થવામાં ક્રૉમ્વેલ નામના માણસની પૂર્ણ મદદ હતી. ધર્માધિપત્ય ને છ કલમોના કાયદાઓમાં તેમજ મઠોના નાશમાં હેન્રીને તેની પૂર્ણ મદદ હતી. પાર્લામેન્ટની મદદથી કાયદાઓ પસાર કરી પોતે ધર્મનો ઉપરી બન્યો, ત્યારપછીથી પોપની સત્તા તોડી અને તેને મળતા પૈસા બંધ કરવા પાર્લામેન્ટમાં કાયદાઓ પસાર કરાવ્યા. તે પોપથી પણ સ્વતંત્ર બન્યો.

**પ્ર. ૨૮ મો ટ્યુડર રાજાઓના રાજકારભારના મુખ્ય લક્ષણો ક્યાં ? (મું. યુ. ૧૯૨૦ )**

ઉ. (૧) ઘણા ખરા ટ્યુડર રાજાઓ દ્રઢ મનના હતા અને તેમણે પાર્લામેન્ટથી સ્વતંત્ર રહી રાજકારભાર કર્યો. તેમનાથી વિરૂદ્ધ જાય એવા અમીર વર્ગની સત્તા તેમણે જુદાં જુદાં સાધનોથી તોડી,

અને તેમનો ઉપયોગ તેમણે ડહાપણથી કર્યો. દેશમાં તેથી શાંતિ ફેલાઇ અને એકંદર લોક સમાજને તેથી ફાયદો થયો. ( વિસ્તાર માટે જુઓ પ્ર. ૨૧ માના ઉત્તરની પહેલી કલમ)

(૨) રાષ્ટ્રીય ધર્મ ઇંગ્લૅન્ડમાં સ્થાપ્યો કે જે હજુ પણ " આંગ્લ ધર્મ સમાજ " ના નામથી મોજુદ છે.

(૩) હેન્રી ૭ માએ " મહાન્ હેરી " નામનું વહાણ બાંધી નૌકા સૈન્યની શરૂઆત કરી ખલાસીઓને ઉત્તેજન આપ્યું; અને પછીનાં રાજા રાણી તેને વધારતાં ગયાં. ઇલિઝાબેથના વખતમાં ખલાસીઓને ઘણુંજ ઉતેજન મળ્યું અને પરિણામે દરિયાનું ઉપરીપણું તેને મળ્યું કે જે પદ ઇંગ્લેન્ડ હાલ પણ ભોગવે છે.

(૪) ઇલિઝાબેથે ફ્રાન્સના હ્યુજીનોટો અને નેધર્લૅન્ડના ફ્લૅમિંગ્સને ઇંગ્લૅન્ડમાં આશ્રય આપ્યો ત્યારથી ઇંગ્લૅન્ડનો હુન્નરઉદ્યોગ વધ્યો અને હાલ પણ હુન્નર ઉદ્યોગનો તે દેશ મુખ્યત્વે છે.

(૫) ટ્યુડર શાસકો વિદ્વાન હોવાથી તેમણે સાહિત્યને પણ સારૂં પોષ્યું હતું.

આ પ્રમાણે તેમણે દેશનાં સાધનોનો જુદી જુદી દિશાથી વિકાસ કરી પોતાના દેશને યૂરોપમાં ઉંચ સ્થળ અપાવ્યું.

**પ્ર, ૨૯ મો. ઇલિઝાબેથ ગાદીએ આવી ત્યારે ઇંગ્લૅન્ડ વહેંચાયલો અને નબળો હતો. તેની મુશ્કેલીઓ અને ફતેહોની દૃષ્ટિથી ઉપલી ટીકા સમજાવો. ( મું. યુ. ૧૯૨૧ )**

ઉ. ઇલિઝાબેથ જ્યારે ગાદીપર આવી ત્યારે દેશની સ્થિતિ ભયવાળી અને નબળી હતી, કારણકે તેની પહેલાંનો મેરીનો અમલ ત્રાસ અને ધાર્મિક વિગ્રહનો હતો; તેથી દેશની સ્થિતિ વ્યવસ્થાવાળી ન હતી. દેશના ધર્મને સ્થિર કરવાની જરૂર હતી. પરદેશો તરફથી પણ તેને શાંતિ ન હતી. આયર્લૅન્ડમાં કેટલાક બળવા થયા હતા અને સ્પેનનું લશ્કર ત્યાં ઉતર્યું હતું. સ્કોટલૅન્ડમાં મેરી

રાજ્ય કરતી હતી અને તે ઈંગ્લૅન્ડની ગાદીપર પોતાનો હક સિદ્ધ કરવાની તૈયારીઓ કરતી હતી. સ્પેન દિવસે દિવસે બળવાન થતું હતું અને પશ્ચિમ યૂરોપમાં પ્રોટેસ્ટંટ લોકોને ચગદી નાખવાની તૈયારી કરતું હતું. અંગ્રેજ ખલાસીઓએ અને સાહસિક જનોએ સ્પેનના રાજાનો અપરાધ કર્યો હતો અને તેથી સ્પેન ઇંગ્લૅન્ડ ઉપર ચઢી આવશે એવી બીક હતી. સ્કૉટલૅન્ડના " અમીર સંઘ "ની સાથે સંધી થઇ તેમાં " મેરીએ ઇંગ્લૅન્ડની ગાદીપરથી હક ઉઠાવી લેવો " એવી કલમ મૂકવામાં આવી હતી (૧૬૬૦). ઇલિઝાબેથે ધાર્મિક બાબતોમાં કેટલેક અંશે તટસ્થતા રાખી હતી; ધાર્મિક કરતાં રાજકીય હેતુપર વિશેષ ભાર મૂક્યો, અને ઈંગ્લેન્ડમાં હાલના રૂપનો રાષ્ટ્ર ધર્મ સ્થપાયો. ફ્રાન્સ અને સ્પેનની પ્રજાઓને તેમના રાજાઓ સામે મદદ કરી હુન્નર ઉદ્યોગને તેણે ઉત્તેજન આપ્યું, કારણ કે તે પ્રજાઓ ઈંગ્લૅન્ડમાં પાછળથી વસી. સ્પેનની સત્તાનો આમ અટકાવ કરી અને સ્પેન અને ફ્રાન્સના સ્વાર્થને લડાવી જ્યારે ઈંગ્લેન્ડ બળવાન થયું ત્યારે સ્પેનના રાજાની સામે બાથ ભીડી અને તેને ખુલ્લા દરિયાપર હરાવી ઇંગ્લેન્ડની દરિયાપર સત્તા સ્થાપી.

આ પ્રમાણે ઇલિઝાબેથે રાષ્ટ્રને એક કરી અને તેને પરદેશના ત્રાસથી મુક્ત કરી મજબુત બનાવ્યું, તથા યૂરોપની પ્રજામાં ઇંગ્લૅડનું વજન પાડ્યું.

**પ્ર. ૩૦ સ્પેનના ફિલિપ અને મેરી ટ્યુડરના ૧૫૫૪ ના લગ્નથી સ્પેનની આર્મેડાની હાર સુધીના ઇંગ્લૅન્ડ અને સ્પેનના સંબંધો વર્ણવો. તે કસાકસીમાં ઈંગ્લૅન્ડના વિજયથી શાં પરિણામો આવ્યાં? ( મું. યુ. ૧૯૨૩ )**

ઉ. આ શરૂઆતમાં મેરી ટયુડરે નરમાશથી રાજ્ય કર્યું, પણ આ ચુસ્ત રોમન કૅથોલિક રાણીએ સ્પેનના નરેશ ફિલિપ સાથે લગ્ન કર્યા પછી રોમન કૅથોલિક ધર્મ ઈંગ્લૅન્ડમાં સ્થાપવા બનતો

અમલ કર્યો. પોપના વિરોધી પદારીઓ (પ્રોટેસ્ટંટ પાદરીઓ) ને ત્રાસ આપવા માંડયો અને સુધરેલા ધર્મમાં દાખલ થયેલા કેટલાક માણસોને જીવતા બાળી મૂકયા. વિશેષમાં ફિલિપને ખુશ કરવા તે ફ્રાન્સની સાથે ઇંગ્લૅન્ડને પણ યુદ્ધ ઘસડી ગઇ. તેનું પરિણામ ઈંગ્લૅન્ડ માટે દુઃખદ આવ્યું. ઈંગ્લૅન્ડે કેલે ગુમાવ્યું અને તેના આઘાતથી રાણીએ જીવ ગુમાવ્યો.

જ્યારે ઇલિઝાબેથ ગાદીએ આવી ત્યારે ઇંગ્લૅન્ડની ધાર્મિક અને રાજકીય નીતિ બદલાઇ. ઇંગ્લૅન્ડ પ્રોટેસ્ટંટ બન્યું અને તેની લાગણી પોપની વિરૂદ્ધ થઇ. સ્પેન દરેક ટેકાણે પ્રોટેસ્ટંટોને ત્રાસ આપવા ઇચ્છતું હતું. ઇલિઝાબેથે ફિલિપ સાથે પરણવાની ના પાડી અને સ્પેનની વિરૂદ્ધ ડચ લોકોને નેધર્લૅન્ડમાં મદદ કરી. સાહસિક અંગ્રેજ ખલાસીઓએ પોપના હુકમ કે "બુલ" નો અનાદર કરી અમેરિકા જવા માંડયું અને સ્પેનના લોકોને હરાવી તેના વહાણ અને વેપારને નુકસાન પહોંચાડયું. આ બનાવોથી ઈંગ્લૅન્ડ સ્પેનની વિરૂદ્ધ ખુલ્લા મેદાનમાં પડયું. સ્કૉટ મેરી સ્ટુઅર્ટના શિરચ્છેદથી ચૂસ્ત રોમન કૅથોલિક સ્પેન છંછેડાયું, અને તેણે ઈંગ્લૅન્ડ ઉપર ચઢાઇ કરવાની તૈયારી કરી. અંતે લડાઇ થઇ અને સ્પેનની સંપૂર્ણ હાર થઇ.

ब. જુવો પ્ર. ૨૦ મો. " પરિણામ. "

**પ્ર. ૩૧. હેન્રી ૭ માએ પોતાને અને પોતાના કુટુંબને ગાદી મળે અને તાજની સત્તા વધે તે માટે કયા ઉપાયો કામે લગાડયા ? ( મું. યુ. ૧૯૨૪ )**

ઉ. જુવો પ્ર. ૪ જો અને પ્ર. ૨૨ માનો ब ભાગ.

**પ્ર. ૩૨ ઇલિઝાબેથના અમલ દરમ્યાન અંગ્રેજ પ્રજાનાં अ સાહિત્ય, ब વેપાર અને क દરિયાઇ સાહસને લગતી બાબતો વર્ણવો. ( મું. યુ. ૧૯૨૫ )**

ઉ. આ. ઇલિઝાબેથના સમયમાં પૂર્વે નહિ થયેલો એવો સાહિત્યનો વિકાસ બધી બાજુએથી થયો. પ્રખ્યાત નાટકકાર શેકસપિયરે પોતાના હર્ષકારક અને શોકકારક (કૉમેડીઝ અને ટ્રેજેડીઝ) નાટકો લખ્યાં કે જે મનુષ્ય હૃદય અને ગુણનું આબેહુબ પિછાન આપે છે. ઉત્તમ ગદ્ય લેખક અને ઇંગ્લૅન્ડના "રાષ્ટ્રધર્મનો લોકસમૂહ" કે "ઇકલૅસિઍસ્ટિકલ પૉલિટિ"નો કર્તા રિચર્ડ હુકર; વાર્તાના રૂપમાં કાવ્ય લખનાર "અપ્સરા રાણી કે ફેઇરી ક્વીનનો" લેખક તથા પોતાના નામના છંદનો શોધક ઍડવર્ડ સ્પેન્સર; "વિદ્યાનો વિકાસ કે ઍડવાન્સમેન્ટ ઑફ લર્નીંગ" ને નવીન ન્યાયશાસ્ત્ર કે નૉવમ ઑગેનમ" નો લેખક તથા ઉત્તમ નિબંધકાર ફ્રાન્સિસ બેકન; "જગતના ઇતિહાસ" નો લેખક સર વૉલ્ટર રેલે; પ્રથમ શબ્દકોષ લખનાર બેન જહૉનસન, ગદ્યાપદ્યને નાટકોમાં સ્થાપનાર ક્રિસ્ટોફર માર્લો વગેરે એ સાહિત્યોદ્યાતને ખીલવ્યું.

ઊ. ટ્યુડર સમયમાં વેપાર વધતો ગયો, પણ ઇલિઝાબેથના સમયમાં તે સૈકાની આખર સુધીનો વેપાર વધ્યો. આ સમયમાં રશિયા સાથે વેપાર કરનારી મંડળી બાલ્ટિક સમુદ્રમાં વેપાર કરવા બંધાઇ; અને "ઇસ્ટ ઇન્ડિયા કંપની કે પૂર્વ હિંદુસ્થાન સાથે વેપાર કરનારી મંડળી હિંદુસ્તાન સાથે વેપાર કરવા સ્થપાઇ. અમેરિકા સાથે વેપાર કરવા પણ મંડળીઓ સ્થપાઇ.

ક સર જહૉન હૉકિન્સ અને ડ્રેઇક મેકિસકોની ઘણી સફરો કરી અને ત્યાંના સ્પેનના પ્રદેશને અને વેપારને જબરૂં નુકશાન પહોંચાડયું. ૧૫૭૭ થી ૧૫૮૦ સુધી ડ્રેકે પૃથ્વી પ્રદક્ષિણા મૅગેલનની સામુદ્રધુની મારફતે કરી. મોલ્યુકાસના ઉપર તરાપ મારી સ્પેનના લોકો પાસેથી પુષ્કળ લૂંટ લીધી. ફ્રૉબિશરે વાયવ્ય કોણથી હિંદનો રસ્તો શોધવા પ્રયત્ન કર્યો. સર વૉલ્ટર રેલે અને સર હમ્ફ્રી ગિલ્બર્ટે ન્યુફાઉન્ડલૅન્ડનો રસ્તો લીધો. રેલેએ વર્જીનીઆનું સંસ્થાન સ્થાપવાની પહેલ કરી. ૧૫૮૫-૮૬ માં ડ્રેઇકે દક્ષિણ અમેરિકા; ફ્લોરિડા અને

ક્યૂબાના કિનારાએ ઉપર ધસારો કર્યો; ૧૫૮૭ માં કેડિઝના બારામાં ૫૦ વહાણુનો નાશ કર્યો, પોર્ટુગાલના કિનારા પર ધસારો કર્યો અને તેનું માલથી ભરાઇને આવતું ઇસ્ટ ઇન્ડીઆ વહાણ લૂંટયું; તેણે " અજેય નૌકા સૈન્ય " ની હારમાં અમૂલ્ય મદદ કરી.

**પ્ર. ૩૩મો. અ ટયુડર રાજાઓને ઇંગ્લેન્ડની પ્રજાએ આપખુદી ચલાવવા દીધી તેનાં તમે શાં કારણો આપો છો? તેઓ લોકપ્રિય કેમ હતા ?**

બ. પુનર્ઘટના તરફ ટયુડર રાજા રાણીઓનાં કેવાં વલણ હતાં તેમની ટુંક નોંધ લો. (મું. યું. ૧૯૨૬)

ઉ. અ (૧) પ્રજા " ગુલાબોના વિગ્રહ"થી નબળી થઇ ગઇ હતી તેથી ટયુડર શાસકોની સામે થવાને અશક્ત હતી. (૨) યૉર્ક અને લેન્કેસ્ટરના બે મહાન્ વંશો વચ્ચે કેટલેક અંશે સમાધાન થયેલું હતું. (૩) રાજાની સત્તા વધે એમ પ્રજા દેશની શાંતિને માટે ઇચ્છતી હતી અને તેથીજ "તારાગૃહ અદાલતો" જેવી અદાલતો ટયુડરોની આપ ખુદીને પોષતી હતી. (૪) ટયુડરોને એકંદરે પૈસાનો ભૂખમરો વેઠવો પડયો ન હતો અને તેથી પૈસા કઢાવનારી પાર્લામેન્ટનો આશરો તેમને લેવો પડયો ન હતો અને (૫) ટયુડરો એકંદરે દેશની નાડ પારખીનેજ રાજતંત્ર ચલાવતા હોવાથી અને દેશના લાભમાં પોતાના ડાહાપણનો ઉપયોગ કરતા હોવાથી તેમની આપ ખુદી ચાલી.

લડાઇઓથી કંટાળી ગયલી પ્રજાને ટયુડરોએ શાંતિ આપી. તેઓ વિદ્યાવિલાસી હોવાથી તેમણે સાહિત્યને પોષ્યું. અમીરોના ત્રાસમાંથી સામાન્ય પ્રજાને બચાવી તેમને ઉંચા ઓદ્ધાઓ મળે તેવી તક આપી દેશની કીર્તિ યૂરોપમાં ફેલાવી; તથા સાહસિક ખલાસીઓને તેમણે ઉત્તેજ્યા આ ઉપરાંત તેમણે વેપારને પણ ઉત્તેજન આપ્યું. આ બધાં કારણોથી દેશના સામાન્ય વર્ગને ફાયદો થયો અને તેથી તે આભારની લાગણી નીચે આવ્યો અને તેથી તેઓ લોકપ્રિય બન્યા.

બ. પ્ર. ૧૬ માને ટુંકાવી જવાબ આપો.

**પ્ર. ૩૪ મો. અ ટ્યુડર સમય નવા યુગની શરૂઆત કેમ જણાવે છે ?**

બ કયાં કારણોથી સ્પેનનો ફિલિપ ઇગ્લૅન્ડ ઉપર ચઢાઇ કરવા પ્રેરાયો ? આર્મેડાની હારમાં તમે કયાં કારણો ગણો છો ? તે હારનાં શાં પરિણામ આવ્યાં ? (મું યુ. ૧૯૨૭)

ઉ. અ. ટયુડર સમયની પહેલાંનો ઈંગ્લંડનો ઇતિહાસ દેશની અંદરના અને બહારના વિગ્રહોનો બનેલો છે. ફ્યુડલ સિસ્ટમ કે તાલુકદારી પદ્ધતિ તે યુગનું મુખ્ય લક્ષણ છે. લોકો મુખ્યત્વે ખેતી પર નિર્વાહ કરતા; પણ આ સમયમાં વિગ્રહોનો અંત આવ્યો, તાલુકદારી પદ્ધતિ નાશ પામતી ગઈ, દેશમાં વેપાર અને વિદ્યા વધતાં ગયાં અને આવાં બીજાં કારણોથી નવયુગની શરૂઆત થઇ.

(૧) ઈંગ્લૅન્ડમાં આંગ્લધર્મ સમાજ રાષ્ટ્રધર્મ બન્યો અને તે હાલના ઈંગ્લૅન્ડનો પણ રાષ્ટ્રધર્મ છે.

(૨) હાલ ઈંગ્લેન્ડ મોટો વેપાર ઉદ્યોગનો દેશ છે અને તેની શરૂઆત ઇલિઝાબેથે ફ્રાન્સના હ્યુજીનોટો અને નેધર્લૅન્ડના ફ્લૅમીંગોને આપીને કરી. તે લોકો રંગવાનો, ઉનનો અને રેશમનો ધંધો લેતા આવ્યા.

(૩) ઇંગ્લૅન્ડ હાલ જે નૌકાબળનું દરિયાઇ આધિપત્ય ભોગવે છે તેની શરૂઆત હેન્રી ૭ માના "મહાન હેરી" નામના વહાણથી થઇ, અને પછીથી "દરિયાના કીડા" ના નામથી પ્રખ્યાત થયેલા ખલાસીઓએ સ્પેનને દરિયાપર હાર આપી અને ઇંગ્લન્ડને તેનું ઉપરીપણું અપાવ્યું અને દરિયાનો રસ્તો અંગ્રેજો માટે ખુલ્લો કર્યો.

(૪) બ્રીટિશ સંસ્થાનો સ્થાપવાની પહેલ પણ તે સમયમાંજ

કરવામાં આવી હતી. વર્જીનીઆનું સંસ્થાન સ્થાપવાની શરૂઆત રેલેએ ઇલિઝાબેથના સમયમાંજ કરી હતી.

[ ટયુડર વંશથી ઇંગ્લાંડના ઇતિહાસમાં નવા યુગની શરૂઆત થાય છે, એવું કયાં કારણોથી કહેવાયું છે. ? મું. યુ. ૧૯૧૪. જવાબ ઉપલોજ].

ब પ્ર. ૩૪ માના ઉત્તરના વિગ્રહના કારણો, હારના કારણો અને પરિણામવાળા ભાગ જુઓ.

પ્ર. ૩૫. ટયુડર સમયમાં ધર્મની દિશા ટયુડર શાસકોના વલણ ઉપર આધાર રાખે છે તે પૂરવાર કરો.

ઉ. પ્ર. ૩૪ માના ब ના જેવોજ જવાબ.

